મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતા તરફથી
ઇનામ અને લાયબ્રેરી માટે મંજૂર થયેલી

# સિંધના ઇતિહાસની વાતો.

ના. જે. રાવળ.

# સિંધના ઇતિહાસની વાતો.

લેખક અને પ્રકાશક,

**નાગરદાસ જે. રાવળ.**

શિક્ષક, બાઇ વિરબાઇજી સોપારીવાલા પારસી

હાઇ સ્કુલ,—કરાચી.

સોલ એજન્ટ,

**બુકસેલર કાળીદાસ એન્ડ મકનજી કું૰**

સદર બજાર,—કરાચી.

આવૃત્તિ ચોથી. સન ૧૯૩૦. પ્રત ૧૦૦૦.

આનંદ સાગર પ્રિન્ટીંગ પ્રેસ, કરાચી.

**કિંમત ૫ આના.**

# પ્રસ્તાવના.

ઇતિહાસમાં ઘણું ખરૂં મોટા પુરૂષોનાં જીવન ચરિત્ર અને તેના સબંધમાં આવેલા કુટુંબ પ્રજા, પ્રાંત, કે દેશની થયેલી ઉન્નતિ અવનતી બતાવવામાં આવે છે. કોઇ પણ કુટુંબના મોટા પુરૂષનું જીવન ચરિત્ર તે કુટુંબનો ઇતિહાસ જણાવે છે. કોઇ પણ ગામ કે શહેરના મોટા પુરૂષનું જીવન ચરિત્ર તે ગામ કે શહેરનો ઇતિહાસ જણાવે છે, અને કોઇ પણ પ્રાંત કે દેશના મોટા પુરૂષનું જીવન ચરિત્ર તે પ્રાંત કે દેશનો ઇતિહાસ જણાવે છે.

પ્રાંત કે દેશના મોટા પુરૂષ રાજાજ ગણાય છે. તેથી કોઇ પણ પ્રાંત કે દેશના ઇતિહાસમાં રાજાઓનું જીવન ઓળખવામાં આવે છે. પરંતુ તેથી કુટુંબ અને ગામનો ઇતિહાસ અંધારામાં રહી જાય, તે કોઇ પણ રીતે ઇચ્છવા યોગ્ય નથી. દરેક સુશિક્ષિત વર્ગે પોતાના બાળકોને પોતાના કુટુંબનો અને ગામનો ઇતિહાસ અવશ્ય શીખવવો જોઇએ.

ઇતિહાસનું શિક્ષણ બાળકોને છેક નાની ઉમ્મરથીજ શરૂ કરવામાં આવે છે. શ્રવણ, રામચંદ્ર, લવકુશ, સીતા વગેરેની વાર્તાઓ તેઓ ઘણાં રસથી શીખે છે. આ વાર્તાઓ ઇતિહાસની છે.

ઇતિહાસની આ પદ્ધતિ ખરેખરી અનુકરણ કરવા યોગ્ય છે. કારણ કે આવી રીતે વાર્તારૂપ શીખેલા ઇતિહાસની ઉંડી અસર બાળકોના જીવન પર્યંત ટકી રહે છે. તેથીજ ઇતિહાસના ગુંચવણ ભરેલા પેરેગ્રાફ વાંચી તેને

યાદ રાખવાની મુસીબત કરતાં વાર્તા રૂપ ઇતિહાસ વધારે સરળ અને રસિક ગણાય છે.

પ્રાથમિક સ્કુલોમાં ચોથા ધોરણથી પ્રાંતનો ઇતિહાસ શીખવવાની શરૂઆત થાય છે. સિંધ પ્રાંતની ગુજરાતી સ્કુલોમાં શીખતા ચોથા ધોરણના વિદ્યાર્થીઓને ઇતિહાસ શીખવવામાં સરળતા અને રસિકતા ઉત્પન્ન કરવાના હેતુથી મેં આ પુસ્તક લખવાનો પ્રયત્ન કરેલો છે. અલ્પ અંશે પણ જો તે હેતુ પાર પડશે, તો હું મારો પ્રયત્ન સફળ થયો સમજીશ.

આ પુસ્તક લખવામાં સ્વ. શ્રીયુત હેમનદાસ સુખરામદાસ લોઢા, તથા વાલજી લક્ષ્મીરામે કરેલા સિંધી ઇતિહાસના ગુજરાતી ભાષાન્તરોમાંથી મને ઉપયોગી આધાર મળેલો છે, તેથી તે બંન્ને ગૃહસ્થોનો તેમજ સિંધી મુળ લેખક રા. બ. આલુમલ ટી. ભોજવાણીનો હું અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

લી૦ સેવક

નાગરદાસ જે. રાવળ.

## ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની ચોથી આવૃતિ પ્રગટ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં મને ઘણો સંતોષ થાય છે. અનુભવથી એમ સિદ્ધ થયું છે, કે વિદ્યાર્થીઓને સિંધનો ઇતિહાસ શિખવામાં આ પુસ્તક ઘણુંજ સરળ અને ઉપયોગી થઇ પડયું છે. વિદ્યાર્થીઓ અને શિક્ષક બંધુઓની ચાલુ માગણીને લીધે બનતી તાકીદે આ આવૃતિ પ્રગટ કરેલ છે.

લી૦ સેવક

નાગરદાસ જે. રાવળ.

# ઈતિહાસ અને તે જાણવાનાં સાધનો.



વસંતરાય એક વખત એક ચોપડીમાં કાંઈક લખતા હતા. તે જોઈ, તેમના દીકરા વિનોદરાયે પૂછયું—બાપા આ કઈ ચોપડી છે ? અને તમે શું લખો છો ?

"ભાઈ આ મારી 'જીવન પોથી' છે. આ ચોપડીમાં મેં મારા જીવનના મુખ્ય મુખ્ય બનાવો લખી રાખ્યા છે અને આજે પણ તેવોજ એક બનાવ લખું છું."

"પિતાજી જીવનના બનાવો શા માટે લખી રાખવા?"

ભાઈ જીવનના બનાવો લખી રાખવાથી ઘણો લાભ થાય છે. જો આ ચોપડી સાચવી રાખી હશે, તો આજથી ૨૦૦ વરસ પછી પણ મારા વખતમાં આપણા કુટુંબની સ્થિતિ કેવી હતી, તે જણાઈ આવશે. વળી મારા ક્યાં ક્યાં સારાં કામો વડે આપણું કુટુંબ સુખી થયું. અને ક્યાં ક્યાં નઠારાં કામો વડે આપણા કુટુંબને દુઃખ ભોગવવું પડયું. આ બધી બાબતો આ પોથી જણાવશે. આવા બની ગયેલા બનાવોની સાચી નોંધ તે "ઇતિહાસ" કહેવાય છે. મારી આ નોંધ ભવિષ્યમાં આપણા કુટુંબનો મારા વખતનો ઇતિહાસ બતાવશે. મારા મરણ પછી આ કામ તારા માથે

આવશે. જો તું પણ મારી પેઠે તારા વખતના બનાવોની નોંધ રાખશે, તો આપણા કુટુંબનો ઇતિહાસ કાયમ જળવાઇ રહેશે. પણ તું એવી નોંધ ન રાખે, તો તારા વખતનો ઇતિહાસ અંધારામાં રહે, અને આપણા કુટુંબનો ઇતિહાસ તૂટક થઇ જાય. આ નોંધ આપણા હાથેજ લખવાની હોવાથી સારાં માઠાં હરેક કામો પ્રમાણિકપણે સાચાંજ લખવાં જોઇએ.

જેમ આપણા કુટુંબના ઇતિહાસને માટે આ નોંધ હું લખું છું, તેજ પ્રમાણે અસલના વખતમાં ડાહ્યા માણસો પોતાના પ્રાંત કે દેશની હકીકતની આવી નોંધો તૈયાર કરતા. ગુજરાત પ્રાંતના **સિદ્ધરાજ** અને **કુમારપાળના** વખતનો ઇતિહાસ બનાવવાને **હેમાચાર્ય** પંડિતે આવી નોંધ તૈયાર કરી હતી. અને સિંધ પ્રાંતનો **ચચ્ચના** વખતનો ઇતિહાસ જાણવામાં '**ચચ્ચનામું**' આવી નોંધની ગરજ સારે છે.

અત્યારે તો દેશમાં છાપખાનાઓની છતને લીધે, ઘણા છાપાંઓ છપાય છે. તેમાં આવેલા લેખો તે દેશના ડાહ્યા માણસોની નોંધજ છે. તેથી સંઘરી રાખેલાં જુનાં છાપાંઓ ઉપરથી દેશનો ઇતિહાસ લખી શકાય છે. પણ અસલના વખતમાં છાપાં, કે એવું કાંઇ સાધન ન હતું. તેથી તે વખતનો ઇતિહાસ જાણવામાં વિદ્વાનોએ બનાવેલી આવી નોંધો ઘણી ઉપયોગી થઇ પડતી. વળી ઘણા જુના વખતમાં

**દેશની હાલતની હકીકત** તાંબાનાં પતરાંઓ ઉપર, અને મોટા પહાડોના પથરાઓ ઉપર, કોતરી રખાવતા. આવા કોતરી રાખેલા લેખો ઉપરથી તે વખતનો ઇતિહાસ જાણી શકાય છે. જુનાગઢના ડુંગર ઉપરના એક પત્થર પર કોતરી રાખેલો લેખ, આજથી ૨૨૦૦ વર્ષ પહેલાંના **મહારાજા અશોક**ના વખતનો ઇતિહાસ જણાવે છે.

વળી કોઇ પરદેશી મુસાફર આપણા દેશમાં આવીને તેણે તે વિષે જે કાંઇ લખ્યું હોય, તે લખાણ ઉપરથી પણ આપણા દેશનો ઇતિહાસ જાણવામાં આવે છે. **ફાહીઆન** અને **હીઓનથશાંગ** વગેરે મુસાફરોનાં લખાણો જુના વખતના હિન્દુસ્તાનનો ઇતિહાસ જણાવે છે.

આવી રીતે **વિદ્વાનોની નોંધો**, પત્થર અને **તાંબા**ના **પતરાં** ઉપર કોતરેલા લેખો, તથા **પરદેશી મુસાફરોનાં લખાણો** ઉપરથી જુના વખતનો ઇતિહાસ જાણી શકાય છે.





શાહેનશાહ જ્યોર્જ પાંચમા.

# સિંધના ઇતિહાસની વાતો.

## આપણા શહેનશાહ.



તા. ૨ જી જુનનો દિવસ હતો. સાંજના ચાર વાગ્યા હતા. હેડ માસ્તરે તમામ કલાસના માસ્તરોને અગાઉથી ખબર આપી દીધા હતા, તેથી તેઓ પોતપોતાના કલાસને સ્કૂલના વિશાળ ઓરડામાં લાવી, બરાબર ગોઠવવા લાગ્યા. થોડા વારમાં તમામ કલાસ ગોઠવાઇ ગયા. છેવટે હેડ માસ્તર સાહેબ પણ આવી પહોંચ્યા. બધા છોકરાઓ શાન્ત થઇ ગયા. હેડ માસ્તર સાહેબના હાથમાં એક ફોટો હતો. તે તેમણે તમામ છોકરાઓ જોઇ શકે, તેવી રીતે બોર્ડ પર ટીંગાડયો. અને કહેવા લાગ્યા:—

બાળકો, મેં આજે તમને બધાને અહીં શા માટે એકઠા કર્યા છે, તે તમે જાણો છો? આ સાંભળી ઉંચા ધોરણનો એક છોકરો ઉભો થઇ બોલ્યો, 'સાહેબ આવતી કાલે આપણા શહેનશાહ જ્યોર્જ પાંચમાનો જન્મ દિવસ છે. તેથી તે વિષે કાંઇક સમજાવવા માટે અમને એકઠા કર્યા હશે.

**હેડ માસ્તર**—આ કેશવલાલનું અનુમાન ખરૂં છે.

હું એ સબંધમાંજ આજે તમને કાંઈક કહેવા ધારૂં છું. આપણી નિશાળનું એક પણ બાળક નામદાર શાહેનશાહ જ્યોર્જ પાંચમાના નામથી અજાણ્યું નથી. જુઓ આ ફોટો તેમનોજ છે. તમે જાણો છો, તેઓ ક્યાં રહે છે? તેઓ આપણા દેશથી ૫૦૦૦ માઇલ દૂર આવેલા ઈંગ્લાંડ દેશમાં રહે છે. તેમની રાજધાનીનું શહેર લંડન બારે જાહોજલાલીવાળું છે. ઇંગ્લાંડના રહેવાસી હોય, તે અંગ્રેજ કહેવાય છે.

આ આપણા શાહેનશાહ, તેમના પિતા શાહેનશાહ એડવર્ડ ૭ માના સ્વર્ગવાસ પછી ઇ. સ. ૧૯૧૦ થી ઇંગ્લાંડના રાજા અને આપણા શાહેનશાહ થયા. અને તેમના મોટા કુંવર એડવર્ડ આલ્બર્ટને પ્રિન્સ ઓફ વેલ્સની પદવી મળી. જેઓ તા. ૧૭મી માર્ચ ૧૯૨૨ને દિવસે કરાચીમાં પધાર્યા હતા. આપણા ઉપર અંગ્રેજ રાજકર્ત્તા તરીકે શાહેનશાહ જ્યોર્જ પાંચમા ત્રીજા રાજા છે.

૧ મહારાણી વિક્ટોરિયા.
૨ શાહેનશાહ એડવર્ડ ૭ મા.
૩ શાહેનશાહ જ્યોર્જ ૫ મા.

ઉપરના ત્રણ અંગ્રેજ રાજકર્તાઓમાંથી શાહેનશાહ તરીકે હિંદુસ્તાનમાં પધારનાર, આપણા હાલના શાહેનશાહ જ્યોર્જ ૫ મા પહેલાજ છે, તેઓ શાહેનશાહબાનુ વિક્ટો-રિયા મેરી, તથા તે વખતના હિન્દી પ્રધાન લોર્ડ ક્રુ

સાથે ૫૦૦૦ માઇલની લાંબી મુસાફરી કરીને, અનેક મુસીબતો વેઠીને, કેવળ પ્રજાના મનને સંતોષ અને આનંદ આપવા માટે ઇ. સ. ૧૯૧૧ ના ડિસેમ્બર માસમાં હિંદુસ્તાનમાં પધાર્યા હતા.

હિન્દુસ્તાનની અસલની રાજધાની દિલ્હી શહેરમાં તા. ૧૨ મી ડિસેમ્બર ૧૯૧૧ ના રોજ હિન્દુસ્તાનના રાજા, મહારાજાઓ, તથા અમલદારો, અને આગેવાન લોકોનો ભવ્ય દરબાર ભરી, તેમને તાજ પહેરાવવાની ક્રિયા, ભારે દબદબા ભરેલી રીતે કરવામાં આવી હતી. આ આનંદદાયક દિવસે આખા હિન્દુસ્તાનમાં ગામેગામ આતશબાજી અને રોશનાઇથી આનંદ છવાઇ રહ્યો હતો. આ શુભ પ્રસંગની યાદગીરીમાં કલકત્તાને બદલે દિલ્હીને હિંદની રાજધાનીનું શહેર બનાવવામાં આવ્યું.

શહેનશાહ એડવર્ડ સાતમાની હયાતીમાં આપણા હાલના શહેનશાહ પાટવી કુંવર ( પ્રિન્સ ઓફ વેલ્સ ) તરીકે હતા. તે વખતે (૧૯૦૫ માં) પણ તેમણે આપણા દેશની મુલાકાત લીધી હતી. અને અનેક જગ્યાએ ફરી, પ્રજાના દિલમાં પોતાના પ્રેમની ઉંડી છાપ બેસાડી હતી. તે વખતે તેઓ નામદાર કરાચીમાં પણ પધાર્યા હતા, અને ફ્રિયર હોલ આગળ પોતાના દાદીમા મહારાણી વિક્ટોરિયાનું બાવલું ખુલ્લું મૂકવાની ક્રિયા તેમણે પોતાના હાથે કરી હતી. કરાચી બંદરેથી પોતાના દેશ તરફ વિદાય

થવા વખતે તેઓ નામદારની આપણા દેશ તરફની મમતા સ્પષ્ટ જણાઇ આવી હતી.

આપણા શહેનશાહે નૌકાશાસ્ત્રની ઉમદા તાલીમ લીધેલી છે. જ્યારે તેઓ નાની ઉમ્મરના અને એક રાજકુમાર હતા, ત્યારે તેમણે દરિયાઇ રસ્તે લગભગ આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરેલી છે. તેમનાં નૌકાશાસ્ત્રનાં ઉંચા જ્ઞાનને લીધે, તેઓ ખલાસી રાજકુમાર તરીકે જગજાહેર થયા હતા.

આ આપણા શહેનશાહનો જન્મ ઇ. સ. ૧૮૬૫ ના જુન માસની ત્રીજી તારીખે થયો હતો. તેથી આવતી કાલે તેમની (....) મી વરસગાંઠ છે. એ આનંદના દિવસે તમે પણ આનંદથી હરોફરો, અને મજા કરો. તેટલા માટે આવતી કાલે આપણી નિશાળ બંધ રહેશે.

આપણા શહેનશાહના છત્ર નીચે આપણે શાન્તિ અને સુખ ભોગવીએ છીએ. પ્રભુ તેમને લાંબુ આયુષ્ય આપો. અને તેઓ આબાદી ભરેલું રાજ્ય લાંબા વખત સુધી ભોગવો.

માસ્તરે બોલવું બંધ કર્યા પછી સ્કૂલના બધા બાળકોએ શહેનશાહના લાંબા આયુષ્યની પ્રભુ પાસે માગણી કરી.

....રક્ષ....દેવ....તું....મહા....રાજા



# સિંધમાં અંગ્રેજોનું રાજ્ય.

બાળકો, સિંધમાં અંગ્રેજી રાજ્ય થયા પહેલાં મીર લોકોનું રાજ્ય હતું. અત્યારે સિંધમાં મીરોનું કોઇ રાજ્ય છે ? હા, ખૈરપુરમાં મીરોનું રાજ્ય છે. અત્યારે તો મીરોનું માત્ર એકજ રાજ્ય છે. પણ અંગ્રેજી રાજ્ય થયા પહેલાં સિંધમાં મીર લોકોનાં ત્રણ રાજ્યો હતાં.

૧ હૈદ્રાબાદના મીરોનું રાજ્ય.
૨ ખૈરપુરના મીરોનું રાજ્ય.
૩ મીરપુરખાસના મીરોનું રાજ્ય.

આ ત્રણ રાજ્યોમાં હૈદ્રાબાદનું રાજ્ય સૌથી મોટું ગણાતું. આજથી લગભગ ૯૦ વરસ પહેલાં મીરો અને અંગ્રેજોને દોસ્તી હતી. સાચો દોસ્ત તેજ કહેવાય, કે જે એક બીજાને મદદગાર થાય.

અફઘાનીસ્તાનનો રાજા શાહસુજા અંગ્રેજોનો મિત્ર હતો, તેને એક બીજા હકદારે ગાદી પરથી ઉઠાડી મૂકી, પોતે રાજા થઇ બેઠો. આ વાતની અંગ્રેજોને ખબર પડતાંજ, પોતાના મિત્રને મદદ કરવા માટે, એક અંગ્રેજી લશ્કર અફઘાનીસ્તાન તરફ રવાના કર્યું. તે વખતે આગગાડી ન હતી. તેથી પગરસ્તે જવામાં સિંધનો રસ્તો વધારે સગવડવાળો હતો. અને પોતાના મિત્રના રાજ્યમાં થઇને જવામાં કોઇ જાતની હરકત નથી, એમ ધારી અંગ્રેજી

લશ્કર સિંધમાં થઈને ચાલ્યું. આ લશ્કરને મીરોએ અટકાવ્યું એટલુંજ નહિ, પણ કેટલીક હરકતો પણ પહોંચાડી.

મિત્ર તરીકે મદદ કરવાને બદલે આમ હરકત પહોંચાડીને દુશ્મનનું કામ કરનાર, મીરો ઉપર અંગ્રેજોને ઘણું દુઃખ લાગ્યું. તેથી મીરોને ધમકી આપી, કે જો તમો અમને નકામા હેરાન કરશો, તો તમારી રાજધાની ઉપર હુમલો કરવો પડશે. આ ધમકીથી ડરીને મીરોએ તેમને જવા તો દીધા. પણ આ બનાવથી અંગ્રેજો અને મીરો વચ્ચે અણબનાવનું બીજ રોપાયું.

અફઘાનીસ્તાનમાં ગયેલાં અંગ્રેજી લશ્કરમાંથી પ્રથમ તો કેટલુંક લશ્કર માર્યું ગયું હતું. તેથી મીરોને પોતાના મનમાં અભિમાન આવ્યું, કે અંગ્રેજી લશ્કર આપણા બળ સામે ટકી શકે તેમ નથી. તેથી તેમની સામે લડાઇ કરવાને મીરોએ છાની છાની તૈયારીઓ કરવા માંડી. આ વાતની અંગ્રેજોને ખબર પડવાથી તેમણે મુંબઇથી એક લશ્કર મનોરા ઉતાર્યું. અને મનોરાનો કિલ્લો જીતી લીધો. ૧૮૩૯.

આ બનાવ બન્યા પછી ત્રણ વરસે એટલે ઇ. સ. ૧૮૪૨ માં અંગ્રેજોએ એક કોલકરારના કાગળ (તહનામા) ઉપર સહી કરવા, મીરોને કહ્યું. પણ તેમણે સહીઓ કરી નહિ. મેજર આઉટ્રામ નામે એક અંગ્રેજી વકીલ હૈદ્રાબાદમાં રહેતો હતો તેણે આ તહનામા ઉપર સહીઓ



સર ચાર્લ્સ નેપીઅર સાહેબ, (સિંધના ગવર્નર)

કરી આપવા માટે મીરોને ઘણું ઘણું સમજાવ્યું પણ જ્યારે મીરોએ કોઇ પણ રીતે કબૂલ કર્યું નહિ, ત્યારે તેણે કહ્યું, કે જો તમે આ કાગળ પર સહીઓ નહિ કરો, તો સર ચાર્લ્સ નેપીઅર લડાઇ કરવાને તૈયાર છે. માટે નાહક ખૂનખાર લડાઇ કરી હજારો નિરપરાધી માણસોના જીવ લેવા કરતાં, સુલેહ શાન્તિથી પતી જાય, તો વધારે સારૂં છતાં મીરોએ સહીઓ નજ કરી.

છેવટે હૈદ્રાબાદમાં દરબાર ભરીને તમામ મીરોને ત્યાં બોલાવ્યા. આ દરબારમાં પણ મેજર આઉટ્રામે મીરોને ઘણી રીતે સમજાવ્યા. તેથી છેવટે તેમણે સહીઓ તો કરી, પણ તેઓને મેજર આઉટ્રામ ઉપર ઘણો ગુસ્સો આવ્યો. અને એ ગુસ્સાના આવેશને લીધે, કોઇ પણ જાતનો વિચાર કર્યા સિવાય, મીરોએ એક રાતે મેજર આઉટ્રામની છાવણી ઉપર અચાનક હુમલો કર્યો.

પોતાની સાથેનાં થોડાં માણસોની સહાયથી પોતાનો જાન બચાવી, મેજર આઉટ્રામ નેપીઅર સાહેબને મળ્યો. મીરોના આ ઉદ્ધત વર્તનને લીધે, અંગ્રેજોને લડાઇમાં ઉતરવું પડયું. હૈદ્રાબાદ પાસે મીયાણી ગામ આગળ અંગ્રેજો, અને હૈદ્રાબાદના મીરો વચ્ચે લડાઇ થઇ, તેમાં મીરો હાર્યા અને મીર નસીરખાન કેદ પકડાયો. આ

લડાઇમાં મીરપુર ખાસનો મીર શેર મહમદખાન હાજર ન હતો. તેણે લશ્કર એકઠું કરી, દબા ગામ આગળ અંગ્રેજોની સામે બાથ ભીડી. તેમાં શેર મહમદખાન હાર્યો. આ વખતે ખૈરપુરની ગાદીપર મીર રૂસ્તમખાન હતો. તેને અંગ્રેજો સામા કાવતરાં કરવાના કારણસર પકડવામાં આવ્યો. પણ તેના ભાઇ મીર મુરાદઅલીએ અંગ્રેજો સાથે દોસ્તી જાળવી રાખી હતી. અને લડાઇઓથી બીલકુલ અલગ રહી, અંગ્રેજોને બનતી મદદ કરી હતી, તેથી તેને ખૈરપુરની ગાદી આપી. અને હૈદ્રાબાદ તથા મીરપુર ખાસના મીરોનું રાજ્ય અંગ્રેજી મુલકની સાથે જોડી દીધું ઇ. સ. ૧૮૪૩.

આ રીતે સિંધમાં અંગ્રેજોનું રાજ્ય થયું.



## જયદ્રથ.



આ વાત બહુ જુના વખતની છે. આપણા સિંધ પ્રાંતમાં આજથી લગભગ ૭૦૦૦ વરસ પહેલાં એટલે ઇ. સ. પૂર્વે ૫૦૦૦ વરસે જયદ્રથ નામે એક હિન્દુ રાજા રાજ્ય કરતો હતો. તે વખતે આપણા આખા હિન્દુસ્તાનમાં હિંદુઓનીજ વસ્તી હતી.

દીલ્હી (હસ્તિનાપુર) કે જે, તે વખતે પણ આખા હિન્દુસ્તાનની રાજધાનીનું શહેર હતું. તેમાં કૌરવો રાજ્ય કરતા હતા. એ કૌરવો ૧૦૦ ભાઇઓ હતા. તેઓમાં સૌથી

મોટો દુર્યોધન અનીતિને રસ્તે ચાલનાર અને રાજ્યનો લોભી હતો.

પાંડવો કૌરવોના પિત્રાઇ ભાઇઓ હતા. અને તેમના રાજ્યના અર્ધા ભાગીદાર હતા. પાંડવો પાંચ ભાઇઓ હતા. તેઓમાં સૌથી મોટા યુધિષ્ઠિર બહુ નીતિમાન અને સત્યવાદી હતા. યુધિષ્ઠિરની વાત વિષે એક પાઠ તમે ત્રીજી ચોપડીમાં શીખી ગયા છો.

કૌરવો પાંડવોને રાજ્યમાં ભાગ આપતા ન હતા અને બહુ હેરાન કરતા હતા. તેથી છેવટે પાંડવોને કૌરવો સાથે લડાઇમાં ઉતરવું પડયું.

આપણા હિન્દુસ્તાનમાં તે વખતે નાનાં મોટાં ઘણાં રાજ્યો હતાં. તેમાંથી કેટલાક રાજાઓ કૌરવોની મદદે ગયા. અને કેટલાકે પાંડવોનો પક્ષ લીધો. તે વખતે આપણા સિંધ પ્રાંતમાં રાજા જયદ્રથ રાજ્ય કરતા હતા. તેમની રાજધાનીનું શહેર સેવણ (સેવાન) હતું. જયદ્રથ રાજા કૌરવોના બનેવી હોવાથી, તે કૌરવોની મદદે ગયા. પાંડવો અને કૌરવો વચ્ચે દિલ્હીની પાસે પાણીપતના મેદાનમાં ભારે યુદ્ધ થયું. આ યુદ્ધને મહાભારતનું યુદ્ધ કહે છે. આ લડાઇમાં બન્ને પક્ષના હજારો માણસો મરાયા. તેમાં સિંધના રાજા જયદ્રથ પણ પાંડવો સાથે લડતાં મરાયા. છેવટે અનીતિમાન કૌરવોનો નાશ, અને નીતિમાન પાંડવોનો જય થયો.

જયદ્રથ રાજા પછી સિકંદર આવતાં સુધીનો ઇતિહાસ અંધારામાંજ રહેલો છે.

# સિંધમાં સિકંદર.



આપણા સિંધ પ્રાંતની ઉત્તરે પંજાબ નામે મુલક છે. અત્યારે તો તે મુલક નામદાર અંગ્રેજ સરકારના તાબામાં છે. પણ આપણી આ વાર્તાના વખતમાં એટલે આજથી આશરે ૨૨૦૦ વરસ પહેલાં પંજાબમાં પૌરસ નામે એક હિન્દુ રાજા રાજ્ય કરતો હતો. આ રાજા ઘણો શુરવીર અને લડવામાં બહાદુર હતો.

આ સાથેના નકશામાં જોશો, તો માલમ પડશે, કે ગ્રીસ દેશ આપણા દેશથી કેટલે બધે દૂર છે! ત્યાંનો સિકંદર પાદશાહ પગ રસ્તે મુસાફરી કરતો કરતો અને મુલકો જીતતો જીતતો ઇરાન અને અફગાનીસ્તાન જીતીને પંજાબમાં આવી પહોંચ્યો. પંજાબમાં તે વખતે પૌરસ નામે હિન્દુ રાજા રાજ્ય કરતો હતો તે સિકંદરની સામે થયો. ઝેલમ નદીના કાંઠે ભારે યુદ્ધ થયું. પૌરસે લડવામાં ભારે પરાક્રમ બતાવ્યું. તેની લડવાની કુશળતા જોઇ સિકંદર તેના પર બહુ ખુશી થયો. છેવટે બહાદુરીથી લડવા છતાં પૌરસ હાર્યો, અને કેદ પકડાયો; તો પણ ગુણની કદર કરનાર સિકંદર પાદશાહે પૌરસની બહાદુરી જોઇ, તેનું રાજ્ય તેને પાછું સોંપ્યું. અને પોતે દરિયાઇ રસ્તે મુસાફરી કરવાના વિચારથી મુલતાનમાં વહાણો બંધાવી, સિંધુ નદીમાં મુસાફરી કરતો કરતો સિંધમાં આવ્યો તે વખતે સિંધમાં જુદા જુદા ઘણાં રાજ્યો હતાં.

# સિકંદરના વખતનો સિંધ પ્રાંત.



તે માંહેના મુખ્ય નીચે પ્રમાણેઃ—

૧. શિકારપુરનું રાજ્ય.
૨. બરોહી ટેકરીનું રાજ્ય.
૩. સેવણની નીચેનું રાજ્ય.
૪. પટાળી લોકોનું રાજ્ય

આ રાજાઓએ સિકંદરને સિંધની મુસાફરીમાં જોઇએ તેવું માન આપ્યું નહિ તેથી સિકંદરે તેમની સાથે લડાઇઓ કરી, એક પછી એક બધા રાજ્યો જીતી લીધાં અને પોતાના તરફથી સુબો મુકરર કરી, ઠેકાણે ઠેકાણે લશ્કરી માણસોનો પાકો બંદોબસ્ત કર્યો, તે વખતે સિંધની રાજધાની **સેવણમાં** હતી. સેવણમાં સિકંદરે એક કિલ્લો બંધાવ્યો હતો, જેનાં ખંડિયરો હજી પણ ત્યાં જેવામાં આવે છે. પછી સિકંદર બલુચિસ્તાન અને ઇરાન તરફ થઇ, પોતાને દેશ જવા નીકળ્યો. પણ તે પોતાના દેશ પહોંચી શક્યો નહિ. રસ્તામાંજ **બાબીલન** શહેરમા તે મરણ પામ્યો.

સિકંદરની વાત આપને બહુ ઉંડા બોધ આપે છે.
મુલક જીતવા માટે તેનો કેવો *ભગીરથ પ્રયત્ન !
જીતાએલા રાજા ઉપર પણ સિકંદરની કેટલી બધી ઉદારતા !
છતાં તે પોતાનું અપમાન સહન કરી શકે તેવો ન હતો !



---

*અહીં ભગીરથે કરેલા પ્રયત્નની વાત કરવાથી વિદ્યાર્થીઓને પૌરાણિક ઇતિહાસનો લાભ મળશે.

# રાવ સાહસી બીજો.



સિકંદર પછી સિંધમાં રાવ વંશનું રાજ્ય થતાં સુધીના વખતના કાંઇ લેખો મળી શકતા નથી. તેથી તે વખતનો ઇતિહાસ જાણી શકાતો નથી.

આજથી આશરે ૧૩૦૦ વરસ પહેલાં સિંધમાં રાવ સાહસી બીજો નામે ક્ષત્રી રાજા રાજ્ય કરતો હતો. તે રાવ વંશનો હતો. રાવ વંશમાં તેની પહેલાં બીજા ચાર રાજાઓ થઇ ગયા હતા. તેઓ હિન્દુ હતા. તેમાં સૌથી પહેલો રાજા રાવ દેવાજી થયો. તેની રાજધાની *અલોરમાં હતી. અને રાજ્ય ઘણું આબાદ હતું.

રાવ સાહસી બીજો રાવ વંશનો છેલ્લો રાજા હતો. એ રાજાએ રાજ્ય ઘણી સારી રીતે ચલાવ્યું. તે વખતો વખત પોતાના મુલકમાં ફરીને પોતાની રૈયતના સુખદુ:ખની બારીક તપાસ કરતો. પોતાના લશ્કરને બરાબર વખતસર પગાર આપતો. તેના વખતમાં રાજા અને પ્રજા વચ્ચે પ્રેમ સારો હતો.

---

* સિંધના નકશામાં જ્યાં અત્યારે રોહરી છે તેની નજીક એ શહેરનાં ખંડિયરો આજ પણ નજરે પડે છે.

**આ રાજાએ અનાજ ઉપરનો તમામ કર માફ કર્યો હતો તે ।। બદલામાં અલોર, શિરતાન, ઉચ્ચ, માથેલો માઠ અને સોરી** આ છ કિલ્લાઓ પ્રજાએ પોતાના ખર્ચે બંધાવી આપ્યા હતા.

આ રાજા નિર્વંશ મરણ પામ્યો. તેથી તેની રાણીએ રાજ્યના ચતુર કારભારી ચચ્ચને ગાદીએ બેસાડયો અને તેની સાથે પોતે લગ્ન કર્યું.

## ચતુર પ્રધાન ચચ્ચ

રાવ વંશનો છેલ્લો રાજા રાવ સાહસી બીજો નિર્વંશ મરણ પામ્યા પછી જે **ચચ્ચ** નામનો કારભારી સિંધનો રાજા થયો, તે ચચ્ચ કોણ હતો ? અને કેવી રીતે રાજા થયો ? તે આપણે આ વાર્તાથી જાણીશું.

સિંધનું રાજ્ય મેળવનાર ચચ્ચ એક ભિક્ષુક બ્રાહ્મણનો છોકરો હતો તેનો બાપ બહુજ ગરીબ હતો. પણ ચચ્ચમાં કુદરતી શક્તિ ઘણી સારી હતી. તે તીવ્ર બુદ્ધિનો અને ચાલાક હતો. તે પ્રથમતો રાવ સાહસી બીજાના કારભારી રામરાવ પાસે સાધારણ નોકરીમાં રહ્યો હતો આ નોકરીમાં તેણે પોતાની ચાલાકીથી રામરાવની મહેરબાની મેળવી. તેથી રામરાવે તેને રાવ સાહસી બીજાના હજુરી તરીકે નોકરીમાં રખાવ્યો અહીં તેણે બુદ્ધિનો ખરેખરો ઉપયોગ કરી,

પોતાની ચાલાકી બતાવીને રાજાની અને રાણીની પૂરેપુરી મહેરબાની મેળવી. તેથી રાયસાવના મરણ પછી ચચ્ચને કારભારીની જગ્યા મળી.

વજીર તરીકે વહીવટ ચલાવવામાં તેણે પ્રજાને બહુ ખુશી કરી, અને રાજ્યના હકો પણ સારી રીતે જાળવ્યા તેથી તે રાજા, પ્રજા, અને અમલદારોમાં માનીતો થઇ પડયો. એવામાં રાજાનું મરણ થયું. તેને પુત્ર નહિ હોવાથી તેની રાણી, અમલદારો અને પ્રજાએ મળી, આ બાહોશ કારભારીને ગાદીપર બેસાડયો.

જોકે રાવ સાહસીના કેટલાક મિત્રોને આ વાત પસંદ પડી નહિ. તેમણે ચચ્ચને ગાદીપરથી ઉઠાડી મૂકવા, એક લશ્કર એકઠું કરવા માંડયું. પણ ચચ્ચે તે લશ્કરને જોધપુર આગળ સખ્ત હાર ખવરાવી.

આવી રીતે એક ગરીબ બ્રાહ્મણનો છોકરો પોતાની ચાલાકી અને બહાદુરીથી સિંધનો રાજા થયો. ચચ્ચ બ્રાહ્મણ હોવાથી તેના વંશજો બ્રાહ્મણ વંશના રાજાઓ કહેવાયા

આ બ્રાહ્મણ વંશમાં ત્રણ રાજાઓ થઇ ગયા છે.

૧ ચચ્ચ, ૨ ચંદાર, ૩. દાહિર

ચચ્ચ ૪૦ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યા પછી તેનો ભાઇ ચંદાર ગાદી પર બેઠો તેણે ચચ્ચે મેળવેલું રાજ્ય સારી રીતે ચલાવ્યું હતું. અને બૌદ્ધ ધર્મને સારો આશરો

આવ્યો હતો. એ વખતને યાદ આપનાર બૌદ્ધ ધર્મના કેટલાંક ખંડિયરો સિંધમાં કોઇ કોઇ ઠેકાણે હજી પણ જોવામાં આવે છે ચંદાર ૭ વરસ રાજ્ય કરી મરણ પામ્યા પછી, ચચ્ચનો દીકરો દાહર ગાદી પર બેઠો.



# મુસલમાન ધર્મના *પેગંબર મહમદ સાહેબ.

આજથી આશરે ૧૩૫૦ વરસ પહેલાં, એટલે કે સિંધમાં રાવ વંશનું રાજ્ય હતું તે વખતે અરબસ્તાનમાં **મહમદ સાહેબ** નામે ઘણા પવિત્ર પુરૂષ થઇ ગયા. તે વખતે અરબસ્તાનમાં હિન્દુસ્તાનના જેવી સુધરેલી પ્રજા ન હતી. એ પ્રજાને સુધારવા માટે અને ધર્મનો બોધ આપવા માટે મહમદ સાહેબે અનેક મુસીબતો વેઠીને પોતાનો ઇશ્વરી સંદેશો ઠેકાણે ઠેકાણે જાહેર કર્યો. અને મુસલમાની ધર્મની સ્થાપના કરી.

તેમના મરણ પછી તેમના શિષ્યો મારફતે મુસલમાન ધર્મ જુદા જુદા મુલકોમાં ફેલાવા લાગ્યો. તેમની ગાદી પર આવનાર શિષ્યને **ખલીફા** કહે છે.

ખલીફાઓ પોતાના ધર્મનો ફેલાવો કરવા માટે જુદા જુદા મુલકો પર ચઢાઇ કરી, તે દેશ જીતી લઇ ત્યાં

* ઇશ્વરી સંદેશો લાવનાર.

પોતાનો ધર્મ સ્થાપતા. તેઓ એક હાથમાં કુરાન અને બીજા હાથમાં શમશેર લઇનેજ ધર્મનો ઉપદેશ કરતા.

ખલીફાઓ આ રીતે મેળવેલા મુલકનું રાજ્ય પણ ચલાવતા. તેમની રાજ્યધાની **બગદાદમાં** હતી. બગદાદની ગાદી ઉપર આવા ઘણા ખલીફાઓ થઇ ગયા છે. જે વખતે સિંધમાં દાહર રાજા રાજ્ય કરતો હતો, તે વખતે બગદાદની ગાદી ઉપર **ખલીફ વલીદ બની ઉમીહ** હતો.



# રાજા દાહર અને મહમદ બીન કાસમ.



રાજા દાહર બ્રાહ્મણ વંશનો છેલ્લો રાજા હતો. તેણે **અલોરની** ગાદી ઉપર ૩૨ વરસ સુધી સારી રીતે રાજ્ય ચલાવ્યા પછી એવો બનાવ બન્યો, કે:— સિંહલદ્વીપના (લંકાના) રાજાએ બગદાદના ખલીફાને ભેટનાં કેટલાંક વહાણો મોકલાવ્યાં હતાં. તે આ સામેના નકશામાં બતાવ્યા પ્રમાણે અરબી સમુદ્રના રસ્તે સિંધના કિનારા પાસે થઇ, બગદાદ તરફ જતાં હતાં. દેવળબંદર (મનારા) આગળ કેટલાક ચાંચીઆ લોકોએ તે વહાણો લુટી લીધાં અને માણસોને કેદ કર્યાં.

બગદાદના ખલીફાએ જ્યારે આ બનાવના ખબર સાંભળ્યા, ત્યારે તેણે તે વખતના સિંધના રાજા દાહાર પાસે આ બાબતનો ખુલાસો માગ્યો. પણ સંતોષકારક જવાબ નહિ મળવાથી, તેણે મહમદ બીન કાસમને ૬,૦૦૦ ઘોડેસ્વાર, ૬૦૦૦ સાંઢડી સવાર, અને ૩૦૦૦ પાયદળ લશ્કર સાથે

## મહમદ બીન કાસમની સિંધ ઉપર ચડાઇ ઇ. સ. ૭૧૨.



# મહમદ બીન કાસમનો સિંધમાં વિજય ઇ. સ. ૭૧૨.



સિંધ ઉપર મોકલ્યો. તેણે દેવળબંદર જીતી લીધું. અને પોતાનાં માણસો, જેને ચાંચીઆ લોકોએ કેદ કર્યાં હતાં, તેઓને છોડાવ્યાં. ત્યાર પછી **નેરૂનકોટ** ( હૈદ્રાબાદ ) અને સેવણના કિલ્લાઓ જીતી લઇ, અલોર ઉપર ચઢાઇ કરી.

આ સામેના નકશામાં બતાવ્યા પ્રમાણે મહમદ બીન કાસમે નેરૂનકોટથી અલોર તરફ જતાં, રસ્તામાં આવતા **જીતોર, રાવર, બ્રાહ્મણાબાદ** વગેરે કિલ્લાઓ જીતી લીધા.

રાજા દાહર અને તેનું સૈન્ય બહાદુરીથી મુસલમાનોની સામે થયા. બન્ને પક્ષ જીવ ઉપર આવી લડતા હતા. હિંદુ લશ્કરના સતત હુમલાઓને લીધે, મુસલમાનો થાકી ગયા હતા. હિંદુઓ ઉત્સાહમાં આવી, હર હર મહાદેવના પોકારો કરી, બમણા જોરથી મુસલમાનો ઉપર તૂટી પડ્યા. આજની લડાઇનું પરિણામ દાહર રાજાના પક્ષમાંજ દેખાતું હતું. પણ એક ક્ષણમાં પરિણામ બદલાઇ ગયું. હિંદુ લશ્કરની મોટામાં મોટી ખામી એજ છે, કે પોતાના સરદારના મરણના ખબર સાંભળી પોતાની જીતનો પ્રસંગ હોવા છતાં તેઓ નાહિંમત બની નાસવા લાગે છે. આ લડાઇમાં એમજ થયું. દાહર રાજા હાથીપર બેસી લડતો હતો, એવામાં તેનો હાથી ઘાયલ થવાથી તે ઘોડાપર બેસી લડવા લાગ્યો. હાથી ઉપર પોતાના રાજાને નહિ દેખવાથી હિંદુ લશ્કરમાં ભંગાણ પડ્યું તેઓ રાજાને મરાયો જાણી, નાસવા લાગ્યા. હિન્દુઓને નાસતા જોઇ, મુસલમાનો જોર કરી તેઓની પાછળ ધસ્યા અને ઘણા હિંદુઓને કાપી નાખ્યા. છેવટે દાહર રાજા લડતાં મરાયો. અને મુસલમાનોની જીત થઇ ત્યાર પછી મહમદ બીન

કાસમે અલોરનો કિલ્લો તાબે કરી, મુલતાન સુધીનો મુલક જીતી લીધો. આ રીતે સિંધમાં આરબ લોકોનું રાજ્ય થયું.



## આરબ લોકોનું રાજ્ય,

બગદાદ અને બસ્રા છેલ્લી લડાઇમાં અંગ્રેજ સરકારે મુસલમાન પાસેથી જીતી લીધાં છે. પણ બગદાદ અસલથીજ મુસલમાનોની રાજધાનીનું શહેર ગણાય છે. મહમદ પેગંબર સાહેબ પછી તેમનાં શિષ્યો ખલીફા તરીકે બગદાદની ગાદી પરજ થઇ ગયા છે. ખલીફાઓએ પોતાના ધર્મનો ફેલાવો કરવા માટે પ્રથમ આસપાસના મુલક જીતવા માંડયા અને અરબસ્તાન, ઇરાન, મીસર, તુર્કસ્તાન વગેરે મુલકો જીતી ત્યા મુસલમાન ધર્મની સ્થાપના કરી. હવે ખલીફાઓનું ધ્યાન સિંધ જીતવા તરફ ગયું હતું. અને એક બે છુટી છવાઇ ચઢાઇઓ પણ કરી હતી. છતાં તેમાં ફત્તેહ મળી ન હતી. છેવટ ઉપરની વાર્તા મુજબ મહમદ બીન કાસમની છેલ્લી સવારીમાં આરબોએ જીત મેળવી. આથી ઉતરમાં મુલતાન સુધીનો આખો સિંધ પ્રાન્ત આરબ લોકોના હાથમાં આવ્યો.

જેમ અત્યારે સિંધ પ્રાંત અંગ્રેજ સરકારના તાબામાં છે.છતાં આપણા રાજાશહેનશાહજ્યોર્જ પાંચમા હિંદુસ્તાનમાં રહેતા નથી. પણ પોતાના અમલદાર મોકલી સિંધ પ્રાંતનું રાજ્ય ચલાવે છે, તેમ આરબ ખલીફાઓ સિંધમાં પોતાના તરફથી સુબાઓ મોકલી રાજ્ય ચલાવતા.

અંગ્રેજ સરકાર તરફથી હાલમાં જે અમલદાર(કમિશનર) સિંધ પ્રાંતમાં મોકલવામાં આવે છે, તેમણે ઉંચી કેળવણી લીધેલી હોય છે. તેથી પ્રજાની લાગણી દુઃખાય નહિ, અને સરકારનું અહિત થાય નહિ. એ બંને બાબતોનો સારી રીતે વિચાર કરીને સિંધ પ્રાંતનું રાજ્ય ચલાવે છે પણ અરબ સુબાઓએ તેવી કેળવણી લીધેલી ન હતી. વળી તેઓનું ધ્યાન પોતાના ધર્મનો ફેલાવો કરવા તરફ વધારે રહેતું. તેથી મુસલમાન ન હોય તેવી કોમને દરેક બાબતમાં ઘણું સહન કરવું પડતું. આરબોના રાજ્ય દરમ્યાન સિંધની કેવી હાલત હતી, તે નીચેની હકીકત ઉપરથી તમારા જાણવામાં આવશે.

૧ પ્રજાની સ્થિતિ–સિંધમાં દરેક ઠેકાણે જીત મેળવ્યા પછી પ્રજા ઉપર ઘણો જુલમ ગુજારવામાં આવ્યો હતો. અનેક હિન્દુ દેવળો તોડી પાડયાં. ઘણાં નિરાધાર બાળકો અને સ્ત્રીઓની કતલ ચલાવી કિંમતી વસ્તુ લૂટી લીધી હિંદુઓના મોઢામાં થુંકીને, કે બીજી રીતે જુલમ કરી તેઓને મુસલમાન બનાવ્યા. જુવાન અને ખુબસુરત સ્ત્રીઓને પકડી, જોરજુલમથી વટલાવી. અને કેટલીકને કેદ કરી, બગદાદના ખલીફાની હજુરમાં મોકલાવી. જે સ્ત્રીઓને પોતાના જીવ કરતાં ધર્મ વધારે વહાલો હતો, તેણીઓ આપઘાત કરીને, કે ચિતામાં પડીને મરણ પામી.

આરબ રાજ્યના અમલમાં હિન્દુઓને એવો હુકમ હતો કે કોઇ પણ મુસલમાન મુસાફરની ત્રણ દિવસ પરોણા ચાકરી

કરવી. કેટલીક જાતોને વેઠીઆ તરીકે મુસલમાન કાફલાના રક્ષક થવાનો હુકમ હતો. કેટલીક જાતોને તો સારાં કપડાં પહેરવાની, ઘોડે ચઢવાની, અને જોડા પહેરવાની પણ મના કરવામાં આવી હતી.

૨. **ન્યાયની રીત**-શરૂઆતમાં **હાકેમની** ઇચ્છા એજ કાયદો ગણાતો પણ પાછળથી બે મુસલમાનોની તકરારનો નિકાલ કાજી કરતો. મુસલમાન અને હિન્દુની તકરારનો નિકાલ પણ કાજી કરતો. અને બે હિન્દુની તકરારનો નિકાલ હિન્દુ પંચ કરતું મતલબકે મુસલમાનનો ન્યાય હિન્દુને હાથે થવા દેતા નહિ.

૩. **આરબ રાજ્યની પેદાશ**-આરબ લોકોને સિંધની પેદાશના મૂખ્ય ત્રણ રસ્તા હતા. ૧ **માથાવેરો** ૨ **જમીનનો કર** ૩ **બંદરની જકાત.**

**માથાવેરો** અથવા **જજીઆવેરો** એ નામનો કર ફક્ત હિન્દુઓ પાસેથીજ લેવામાં આવતો. મુસલમાનોને તે કર માફ હતો. હિન્દુઓ પાસેથી માથા વેરો વસુલ કરવામાં ચુકવું તેને આરબ લોકો પાપ સમજતા.

ખલીફા ઉમર પહેલાના વખતમાં પૈસાદાર માણસ દીઠ દર વરસ * ૪૮ ડ્રામ, સાધારણ સ્થિતિના માણસ દીઠ દર વરસે ૨૪ ડ્રામ, અને મજુર વર્ગના માણસ દીઠ દર વરસે ૧૨ ડ્રામ લેવામાં આવતા. રળવાને અશક્ત સ્ત્રી અને છોકરાંઓને આ કર માફ હતો.

* ડ્રામ એટલે સુમારે ચાર આના.

**ખલીફા ઉમર** બીજાના વખતમાં એવું જાહેર કરવામાં આવ્યું, કે પેદાશમાંથી પોતાના ખર્ચની રકમ બાદ કરતાં બાકી જે રકમ બચે, તે બધી રકમ માથા વેરાના કર તરીકે ઉઘરાવવી.

કેટલીક જાતો પાસેથી તો નવાઇ જેવા કરો લેવામાં આવતા. સેવણની નજીક **અરલ નહેરની** પેલીપાર રહેતા **જત** લોકો જ્યારે હાકેમને સલામ કરવા આવતા, ત્યારે સાથે એક કુતરો હાકેમને ભેટ આપવા લઇ આવતા, અને મચ્છીમારને સારી માછલી પણ ભેટમાં લાવવાનું ફરમાન હતું.

૪ **ધર્મની સ્થિતિ**–આરબ લોકોનાં રાજ્યમાં હિન્દુ અને મુસલમાન વચ્ચે ઉઘાડો પક્ષપાત હતો. તેથી કેટલાક હિન્દુઓ મુસલમાન તરીકેના લાભ મેળવવાના લોભથી અને કેટલાક જોર જુલમથી મુસલમાન થયા હતા.

૫ **વેપારની સ્થિતિ**–કાફલાઓ મારફતે **કંદહાર** તથા **ગિજની** સાથે વેપાર ચાલતો. સમુદ્ર રસ્તે પણ વેપાર ચાલતો અરબસ્તાનમાંથી ઘોડા અને મોતી સિંધમાં વેચાવા માટે આવતા સિંધમાંથી જે વસ્તુઓ **તુર્કસ્તાન અને ખોરાસાન** તરફ જતી, તે ઘણું કરીને **ચીન સિલોન** અને **મલબારથી** આવતી. વહાણો બાંધવાનું લાકડું પણ મલબારથી આવતું.

૬ **લશ્કરની સ્થિતિ**–આરબ સુબાઓ સિંધના માણસોની ફોજ તૈયાર કરી, દૂરના મુલકમાં યુદ્ધ કરવા જતા. જીત કરનાર આરબ સરદારોને જાગીરો બક્ષીસ મળતી.

તેના બદલામાં તેઓ લડાઇને વખતે હાકેમોને મદદ આપવા બંધાએલા રહેતા.

સિંધમાં આરબ લોકોનું રાજ્ય થયા પછી જુદા જુદા આરબ સરદારોએ ઉતરમાં પંજાબ સુધી અને પૂર્વમાં ભરૂચ સુધી સવારીઓ કરેલી છે. અને લુટફાટ કીધેલી છે. ઇ.સ. ૭૨૪માં સિંધમાં જુનેદ નામના આરબ સરદારે ભરૂચ ઉપર સવારી કરી હતી, અને શહેરને લૂટયું હતું. આરબ લોકોએ ત્યાર પછી પણ ઇ સ. ૭૭૦ સુધીમાં ત્રણ ચાર સવારીઓ કરી, ભરૂચને ઘણું નુકસાન પહોંચાડયું હતું.

સિંધ જીતી લીધા પછી ઇ.સ. ૭૧૭માં ખલીફા ઉમર બીન અબદુલ અઝીઝે સિંધ માટે એવું જાહેરનામું પ્રગટ કર્યું હતું કે "**જે કોઇ હિંદુ, મુસલમાન થશે, તેને મુસલમાનના જેટલું માન આપવામાં આવશે.**" આથી લલચાઇને રાજા દાહેરના છોકરાઓ, અને બીજા ઘણા હિન્દુઓ મુસલમાન થયા, અને અરબી નામો ધારણ કર્યાં હતાં.

બગદાદની ગાદી ઉપર ખલીફા હારૂન અલ રસીદ ઘણો પરાક્રમી હાકેમ થઇ ગયો. તેના તરફથી શેખ તુરાબઅલી સિંધનો સુબો થઇ આવ્યો હતો. તેણે સિંધનું રાજ્ય ઘણું વધાર્યું હતું. પણ ઇ.સ. ૭૮૭માં તે સિંધમાંજ મરણ પામ્યો. તેની કબર ઠઠ્ઠાથી નેરૂત્યમાં ૮ માઇલ દુર આવેલીછે.



# સિંધમાં આરબ રાજ્યનો અંત.



બગદાદના ખલીફાઓએ સિંધમાં સુબાઓ મોકલી લગભગ ૨૭૩ વરસ સુધી સિંધની હકુમત ચલાવી. પણ આરબ રાજ્યના પાછલા વખતમાં ખલીફાઓએ સુબાની વિદ્યા અને બુદ્ધિની લાયકાત ઉપર બીલકુલ લક્ષ ન આપતાં કેવળ પેદાશ વધારવા માટે સિંધની સુબાગીરીનો ઇજારો આપવા માંડયો. જે માણસ ઇજારાનો આંકડો વધારે આપે તે સિંધનો સુબો થાય. આવી રીતે આવેલા સુબાઓએ ખલીફાઓને ભરવાની મોટી રકમ ઉપજાવવા માટે, પ્રજા ઉપર જુદી જુદી જાતના કરો નાખવા માંડયા અને રાજ્યનું ખર્ચ કમી કરવા માંડયું

કર વધારવાથી પ્રજા ઘણી દુઃખી થવા લાગી, અને રાજ્યનું ખર્ચ કમી કરવાને લીધે લશ્કર પણ ઘણું કમી થઇ ગયું. આ પ્રમાણે સિંધની સત્તા દિવસે દિવસે નબળી પડવા લાગી. છેવટે તેઓ એટલા બધા નબળા પડી ગયા કે સાધારણ હુમલાની સામે ટકવાને પણ તેમની પાસે કાંઇ સાધન ન હતું.

આવા વખતમાં કરમેસીઆ લોકો, કે જેઓ મુસલમાન ધર્મથી ભ્રષ્ટ થયેલા આરબોજ હતા, અને સિંધની આ સ્થિતિથી માહીતગાર હતા, તેઓ સિંધ ઉપર ચઢી આવ્યા અને ઘણીજ સહેલાઇથી સિંધની હકુમત પોતાના

હાથમાં લીધી. કરમેસીયા લોકોએ માત્ર ૩૯ વર્ષ સિંધનું રાજ્ય ચલાવ્યું.

ગિજનીના પ્રખ્યાત સુલતાન **મહમદ ગિજનીએ** પોતાના વજીર **અબદુલ રીઝાકને** સિંધ ઉપર મોકલ્યો. તેણે સેવણ અને ઠઠ્ઠા સુધી આવીને કરમેસીયા લોકો પાસેથી સિંધ જીતી લીધું. ઇ.સ. ૧૦૨૪. આથી સિંધ ગિજનીની સત્તા નીચે ગયું. અને ત્યાંના સુબાઓએ સિંધની હકુમત ચલાવવા માંડી. પણ મહમદ ગિજનીના મરણ પછી ગિજનીનો હાકેમ અબદુલ રસીદ રાજ્યોખમા પડ્યો, અને સિંધને માટે કાંઇ સંભાળ લીધી નહિ. તેથી સુમરા લોકો પોતાના **અબનસુમાર** નામના હાકેમને ઉમો કરી, સિંધમાં જોરાવર થયા, અને ગિજનીની તાબેદારીથી છુટા પડ્યા. ઇ.સ. ૧૦૫૧.

## સુમરા રાજાઓ.



સુમરા લોકો અસલ હિંદુ હતા. પણ સિંધમાં આરબ લોકોનું રાજ્ય થયા પછી તેઓ મુસલમાન થયા હતા.

સુમરા રાજાઓએ ૩૦૦ વર્ષ સુધી સિંધમાં રાજ્ય ચલાવ્યું. તેમણે ઘણી બહાદુરીથી રાજ્ય વધાર્યું. તેઓની રાજધાનીનું શહેર ઠઠ્ઠા હતું. તેઓમાં ઘણા બહાદુર રાજાઓ થઇ ગયા. તેમાં **દોદો** અને **ખરીફનાં** નામો ઘણાં જાણીતાં છે.

ખરીફ રાજાએ બલોચ, સોઢા અને જાડેજા લોકોને હરાવી વશ કીધા હતા. અને કચ્છનો પણ કેટલોક ભાગ જીતી લીધો હતો. સોઢા લોકોનું ઉંમરકોટ તેના તાબામાં હતું. તથા સમા જાતના મગરૂર અને હજી સુધી પોતાનું હિંદુપણું સાચવી રહેલા નામીચા લોકો પણ ખરીફના તાબામાં હતા.

ચઢતી અને પડતી એ દુનિયાનો નિયમ છે. કોઇના બધા દિવસો એક સરખા જતા નથી. સુમરા રાજાઓ પણ પાછલા વખતમાં બહુ નબળા પડી ગયા. દિલ્હીના પાદશાહો સામે બાથ ભીડવામાં તેઓ ક્યાં સુધી ટકી શકે ?

ઘોરી વંશના દિલ્હીના પાદશાહ મહમદ ઘોરીએ સિંધ ઉપર ચઢાઇ કરી, સુમરાઓને * ખંડીઆ રાજા બનાવ્યા પણ મહમદ ઘોરીના મરણ પછી વળી તેઓ સ્વતંત્ર થયા.

ત્યાર પછી અલાઉદ્દીન ખીલજી અને મહમદ ગાંડો (તઘલખ) એક પછી એક સિંધ ઉપર ચઢી આવ્યા હતા, અને સુમરા રાજાઓએ તેઓની તાબેદારી સ્વીકારી હતી.

## હમીર સુમરો.

મહમદ ગાંડાના પાછલા વખતમાં હિંદુસ્તાનમાં ચારે તરફ બંડ ઉઠયાં હતાં. તે વખતે ગુજરાતના બળવાખોર લોકોને હમીર સુમરાએ આશરો આપ્યો હતો તેથી મહમદ

---

* ખંડીઆ રાજાનો અર્થ વિસ્તારથી સમજાવવો.

ગાંએ સિંધ ઉપરી ચડી આવ્યો હતો, અને તે ઠકુાની નજીક મરણ પામ્યો હતો. તે વખતે આખા હિંદુસ્તાનમાં અંધાધુંધી ચાલતી હતી. સિંધનો હાકેમ હમીર સુમરો બહુ જુલમ કરતો હતો. તે દારૂડીયો અને ઘણોજ દુર્ગુણી હતો. તેના રાજ્યમાં પ્રજાને ઘણુંજ દુઃખ હતું તે રાજા વિષે એક બે વાર્તા જાણવા જેવી છે.

**૧ કચ્છનો સરદાર કેસર જાલો અને હમીર સુમરો.**

કચ્છના કિરંતી ગઢમાં વેહીઆંસ નામે એક બહાદુર સરદાર હતો. તે મરણ પથારીએ પડયો, ત્યારે તેના જીવને ગભરાતાં જોઇને કેસર નામે તેના દીકરાએ પુછયું "પિતાજી તમારા જીવ કેમ અકળાય છે?" ત્યારે તેણે કહ્યુ "મારો એક દુશ્મન હમીર સુમરો છે. તેની રાજધાની ઘણી સુંદર છે. તેની પાસે ઘણા સુંદર ઘોડાઓ અને પુષ્કળ ઊંટ છે. તેની સાથે લડાઇ કરવાની મારી ઇચ્છા પુરી થઇ શકી નથી, તેથી મારા જીવને અકળામણ થાય છે. જો તમારામાંથી કોઇ તેના ૧૨૫ ઘોડા હરી લાવીને, આપણા ભાટ લોકોને વહેંચી આપવાનું વચન આપે, તો મારા જીવને શાંતી થાય." આ વખતે તેના ભાઇઓ, સગાંઓ, વગેરે બધા સગા વહાલા બેઠેલા હતા, પણ હમીર સુમરાના ઘોડા લાવવાની હિંમત કોઇ કરી શક્યું નહિ તેથી છેવટે કેસર કે જે બધાથી નાનો હતો, તેણે તેના બાપની ઇચ્છા પુરી કરવાની પ્રતિજ્ઞા લઇ, તેના હાથમાં પાણી મુક્યું. અને વેહીઆંસ દેવલોક પામ્યો.

પોતાના ભાઇઓની ઉપર ક્રિયા કરીને કેસર સિંધ ઉપર ચઢાઇ કરવા તૈયાર થયો. અને પોતાના સગા વહાલાને મદદ માટે બોલાવ્યા. પણ કોઇ આવ્યું નહિ. આથી કેસર પોતાની હીંમત અને બહાદુરી ઉપર વિશ્વાસ રાખી એકલો જ સિંધમાં આવ્યો, અને યુક્તિથી ૧૨૫ ઘોડા હરી જઇને પોતાના ભાટોને વહેંચી આપ્યા. પણ તે બાબતની હમીર સુમરાએ કાંઇ દરકાર કરી નહિ. તેથી બીજી વખત પોતાના થોડાં માણસો લઇને કેસરે સિંધ ઉપર ચઢાઇ કરી, અને નદી કિનારે ચરતાં હમીર સુમરાના ૭૦૦ ઉંટ લઇ આવી, પોતાના ભાટોને વહેંચી આપ્યાં. આ વખતે પણ દારૂના નિસ્સામાં તથા બીજા દુર્ગુણમાં મચ્યા રહેલ હમીર સુમરા એ કાંઇ દરકાર કરી નહિ. તેથી કેસરે ત્રીજી વખત ચડાઇ કરીને ૧૨૦ સુમરી સ્રીઓનું હરણ કર્યું. અને પોતાના સગા વહાલાઓને એક એક પત્નિ તરીકે આપી દીધી. આ વખતે સ્રીઓને પાછી મેળવવા માટે હમીર સુમરાએ પોતાના પ્રધાનને કેસર પાસે મોકલ્યો. પણ કેસરે જવાબ આપ્યો કે તેણીઓ તો અમારી પત્નિઓ થએલ છે, તેથી અમો પાછી આપીશું નહિ કેસરનો આ જવાબ મળ્યા પછી પણ બીજા ૧૦ વરસ નીકળી ગયાં, ત્યારે હમીરે એક દુત મોકલી કેસરને કહેવડાવ્યું કે તારી સાથે લડાઇ કરવાની મારી ઘણી ઇચ્છા છે. પણ તારો દેશ ખારાપાટ અને ભેજવાળો છે. તેથી મારા લશ્કરને ખોરાક શી રીતે મળી શકે ?

કેસરે તરત જવાબ કહેવડાવ્યો કે "તેને માટે તમારે ફીકર કરવી નહિ. હું એક હજાર એકર જમીનમાં ઘઉં વવડાવું

શું તેનાથી તમારા લશ્કરનું પોષણ થશે." છેવટે એક વરસ પછી હમીરે કચ્છ ઉપર ચઢાઇ કરી. બન્ને પક્ષો બહાદુરીથી લડયા. કેસરે લડાઇમાં દરેક વખતે આગેવાની ભર્યો ભાગ લીધો હતો. પણ આખરે તે બહાદુરીથી લડતા મરાયો અને હમીર સુમરાની જીત થઇ.

## ૨ કાઠિયાવાડનો રાજા રા' નવઘણ અને હમીર સુમરો

સિંધમાં મુસલમાન રાજ્ય થયા પછી પણ કેટલાંક રાજ્યોએ પોતાના કુળની ટેક સાચવવા ખાતર ઘણાં ઘણાં દુઃખો વેઠીને પણ હિન્દુપણું સાચવી રાખ્યું હતું ઇ. સ. ૮૭૫માં આરબ લોકો નબળા પડી ગયા હતા, તે વખતે ઠઠ્ઠાની ગાદીપર યાદવ કુળનો ચુડચન્દ્ર નામે હિન્દુ રાજા હતો તેનું મોસાળ કાઠિયાવાડમાં જુનાગઢ પાસે **વંથળીમાં** હતું. તે વખતમાં કાઠિયાવાડના ચાવડા અને જેઠવા રાજાઓની કન્યાઓ સિન્ધના યાદવ કુળના રાજાઓને પરણાવ્યાના એક બે દાખલા મળી આવે છે.

પોરબંદર પાસે ઘુમલીના પાટવી કુંવર **હલામણ જેઠવાનાં** ફોઇને સિન્ધના રાજા સાથે પરણાવ્યાં હતાં અને જ્યારે હલામણ જેઠવાને દેશવટો મળ્યો, ત્યારે તે થોડો વખત પોતાનાં ફોઇ પાસે સિન્ધમાં રહ્યો હતો.

વન્થળીના બાલારામ ચાવડાની બેન નગરઠઠાના યાદવ રાજા સાથે પરણાવી હતી. તેને **ચુડચંદ્ર** નામે કુવર હતો

બાલારામ ચાવડાને પોતાના પુત્ર સાથે અણબનાવ હોવાથી વંથળીનો ગાદી વારસ પોતાના ભાણેજને બનાવ્યો હતો, અને તે મુજબ ચુડચંદ્ર વંથળીની ગાદી પર આવ્યો. તેના વંશજો કાઠિયાવાડમાં ચુડાસમા રજપુતો કહેવાયા ચુડાસમા રજપુતો પાછળથી "રાઓ" કે 'રા' કહેવાયા, અને વંથળીની ગાદી જુનાગઢમાં આવી.

જુનાગઢની ગાદી ઉપર ચુડાસમા વંશમાં રા' નવઘણ નામે ઘણો પરાક્રમી રાજા થઇ ગયો, તે વખતે સિંધમાં હમીર સુમરાનું રાજ્ય હતું. રા' નવઘણે જાસલ નામે એક આહીર કન્યાને પોતાની બેન માની હતી તેના ઉપર તે પોતાની સગી બેન કરતાં વધારે હેત રાખતો હતો, અને તેને કોઇ પણ દુઃખના વખતે મદદ કરવાનું વચન પણ આપ્યું હતું.

કાઠિયાવાડમાં એક વખત મોટો દુકાળ પડયો. અને અનાજ કે ઘાસચારો નહિ પાકવાથી માણસ અને જાનવરોને મોટી આપદા પડવા લાગી. જાસલના પતિ પાસે ગાયો, ભેંસો વગેરે ઘણાં જનાવરો હતાં. દુકાળમાં કેટલાક વખત સુધી તો તેણે મોંઘું અનાજ અને ઘાસ ખરીદીને જેમતેમ ગુજારો ચલાવ્યો. પણ આખરે બીજા આહીરો સિંધમાં સારો ઘાસચારો છે, એમ જાણીને પોતાના જાનવરો સાથે દુકાળમાં નિર્વાહ ચલાવવાને કચ્છના રસ્તે થઇ સિંધમાં જવાને તૈયાર થયા. તેઓની સાથે જાસલ તથા તેનો પતિ પણ પોતાનાં જાનવરો સાથે સિંધમાં આવ્યા, અને સિંધુ નદીના કિનારે ઝુંપડા બાંધી રહ્યાં, અહીં હમીર સુમરાનું રાજ્ય હતું.

એક દિવસ સવારે શિકારે નીકળેલો હમીર સુમરો જ્યાં આહિર રહેતાં હતાં, ત્યાં આવી ચઢયો, અને જે જગાએ જાસલ ગાયો દોહી રહી હતી, ત્યાં ઉભો રહી પીવાને પાણી માગ્યું. જાસલે તેને સારો આવકાર આપ્યો, અને સવારના નરણે કોઠે પાણીને બદલે દૂધ પીઓ, એમ કહી દૂધની એક તાંસળી ભરીને આપી. હમીરે દૂધ પીધું, અને જાસલે લેવાની ના કહેવા છતાં તેને કીંમતી હારની બક્ષીસ આપી, તે ચાલ્યો ગયો. પણ બીજે દીવસે જાસલને પોતાની રાણી બનાવવાને લઇ આવવા માટે સીપાઇઓ મોકલ્યા. આથી જાસલ તેનો ધણી અને બીજા આહીરો ગભરામણમાં પડયા. પણ જાસલે યુક્તિ રચી હમીરને કહેવડાવ્યું કે મારે છ માસનું વ્રત છે, તેથી છ મહીના પછી હું તમારી રાણી થઇશ.

હમીર સુમરાએ તેને છ મહીનાની મુદત આપી બીજી બાજુ જાસલે એક આહિરને છુપી રીતે કાગળ લખીને જુનાગઢ તરફ મોકલ્યો, અને રા' નવઘણને બધી હકીકત જણાવી, મદદ મોકલવા વિનંતી કરી. છ મહીનાની મુદત પુરી થયા પહેલાં પોતાની બેનને દુઃખમાંથી બચાવવા નવઘણ રાજા પોતે મોટા લશ્કર સાથે સિંધ ઉપર ચડી આવ્યો, અને હમીર સુમરાને હરાવી જાસલ તથા આહિરોને છોડાવી, જુનાગઢ લઇ ગયો.

હમીર સુમરાના છેલ્લા દિવસોમાં બહુ અંધેર ચાલવા લાગ્યું. નિરપરાધી માણસો માર્યાં જતાં, બદમાસ માણસો ગરીબ માણસો ઉપર જુલમ ગુજારતા, અને તેની દાદ ફરી-

બાદ કોઇ સાંભળતું ન હતું. આબરૂદાર માણસને પોતાની આબરૂ સાચવવી ભારે થઇ પડતી. આ વખતે સિંધમાં સમા જાતના હિંદુ લોકો વધારે બળવાન થયા હતા.

હમીર સુમરાના જુલમની સામે સમા લોકોએ ઘણાં બંડ ઉઠાવ્યા, અને દિલ્હીના પાદશાહ સુધી ફરીયાદો પહોંચાડી. પણ કોઇ જાતની દાદ નહિ મળવાથી છેવટે હમીર સુમરાના જુલમથી કંટાળી સમા લોકોએ તેને મારી નાંખ્યો અને પોતાના તરફથી જામ ઉનડને ગાદી પર બેસાડી, સિંધમાં સમા વંશનું રાજ્ય સ્થાપ્યું.



## સમા વંશનું રાજ્ય.

સિંધમાં બ્રાહ્મણ વંશનું રાજ્ય હતું, તે વખતથી સમા લોકોની વસ્તી સિંધમાં હતી સુમરાઓ કરતાં સમાઓ સંખ્યામાં વધારે હતા. તેમણે પોતાની સત્તા ઘણી ઝડપથી વધારી. સેવણનો કિલ્લો તાબે કરી બખ્ખર માંહેના દિલ્હીના લશ્કરને હરાવી,નસાડી મુકયું તેથી ઇ.સ. ૧૩૭૨માં દિલ્હીના સુલતાન ફીરોઝ તઘલખ તેમને તાબે કરવા સિંધમાં આવ્યો. જામ પોતે કિલ્લો બંધ કરીને પોતાનો બચાવ કરવા લાગ્યો. તેથી સુલતાનના લશ્કરને સિંધુ નદીના પુરથી, અને મચ્છરોથી ઘણી હેરાનગતી ભોગવવી પડી. પણ આખરે જામે તાબેદારી

સ્વીકારી અને ફીરોઝે તે ખુશીથી કબુલ કીધી. ત્યાર પછી થોડા વરસે ઈ.સ. ૧૩૯૧માં સમા લોકો મુસલમાન થયા.

ઈ.સ. ૧૩૯૮માં તૈમુર હિન્દુસ્તાન ઉપર ચડી આવ્યો અને મુલતાન તથા દિલ્હીમાં ઘણો જુલમ ગુજાર્યો. એ અંધાધુંધીમાં સમાઓ ખરેખરા સ્વતંત્ર થયા.

તેમના રાજ્યની હદ ઉતરમાં માથેલો અને ઉબાવરો સુધી હતી ઉચ તેમના કબજામાં ન હતું. તેમની રાજધાની સમઇ નગરમાં હતી. બખ્ખર અને સેવણમાં તેમના સુબાઓ રહેતા હતા.

સમા વંશમાં ૧૭ રાજાઓ થઇ ગયા છે. તેઓમાં કોઇ કોઇ રાજાઓ બળવાન હતા તેમના વખતમાં પ્રજા શાંતી ભોગવતી એ રાજાઓમાં એક જામ સંજાર થઇ ગયો છે તે ભણેલો અને વિદ્વાનોને આશ્રય આપનારો હતો. તેના પછીનો રાજા જામ નીજામ ઉદ્દીન થયો, તે પણ તેના બાપના જેવો વિદ્યાનો શોખીન અને ધર્મની લાગણીવાળો હતો. તેનું લોકપ્રિય નામ જામ નંધો હતું તેના વખતમાં મસીદોમાં હંમેશાં બંદગી થતી. એણે લુટારાઓને તાબે કીધા અને મુસાફરોની હરકત દૂર કરી. આ લુટારા બલોચ જાતીના હશે, એમ જણાય છે. જામ નંધાએ *૫૦ વરસ રાજ્ય કર્યું. તેના વખતમાં શાહબેગ અર્ગુન કંદહારથી આવ્યો હતો, પણ હાર ખાઇ પાછો ગયો હતો, અને જામ નંધા પછી તેનો દીકરો જામ ફિરોજ આવ્યો. તે ઘણો નાની ઉમ્મરનો

* કોઇ ૬૩ અથવા ૭૩ કહે છે.

હતો, અને જનાનામાં ઉછર્યો હતો. તેથી નાચ ગાયન અને તમાશાનો શોખીન થઇ ગયો હતો.



## જામ ફેરોઝ અને શાહબેગ અર્ગુન.

જામ ફેરોઝ સમા વંશનો છેલ્લો રાજા હતો. અને ઠઠ્ઠાની ગાદી પર રાજ્ય કરતો હતો. તેના વખતમાં અમલદારો જુલમી થઇ ગયા હતા. તેણે કેટલાક મોગલને પોતાની નોકરીમાં રાખ્યા હતા. તેઓ ઠઠ્ઠાના જે ભાગમાં રહ્યા હતા, તે ભાગને આજે **મોગલ પાડા** કહે છે. એ અરસામાં હિન્દુસ્તાનની ઉત્તરે આવેલા તુર્કસ્તાનના મુલકમાંથી હિન્દુસ્તાનમાં આવીને રાજ્ય કરનારા બે પુરૂષોનાં નામ જાણવા જેવા છે.

**૧. શાહબેગ અર્ગુન. ૨. બાબર બાદશાહ.**

૧ શાહબેગ અર્ગુન, એ તુર્કસ્તાનમાં આવેલા ખોરાસાન પ્રાંતનો હાકેમ હતો. તેને તે વખતના તુર્કસ્તાનના બાબર પાદશાહે હરાવીને નસાડી મુકયો. તેથી તે થોડા માણસો લઇ સિંધમાં આવ્યો. અને લુટફાટ કરી ધીમે ધીમે પોતાનું જોર વધારીને, ઇ.સ. ૧૫૨૦માં તેણે સમા લોકોની રાજધાની ઠઠ્ઠા ઉપર ચઢાઇ કરી. જામ ફેરોઝ હાર્યો. અને શાહબેગ અર્ગુને ઠઠ્ઠા શહેરમાં લુટ ચલાવી પુષ્કળ માલ મેળવ્યો. પછી શાહબેગ અર્ગુન અને જામ ફેરોઝ વચ્ચે સલાહ થઇ,

**તેમાં એમ ઠર્યું કે:—"ભક્કરીથી ઉત્તર તરફનો મુલક શાહબેગ અર્ગુનને આપવો.**

આ ઠરાવ સમા લોકોને પસંદ પડયો નહિ અને શાહબેગ અર્ગુનને મારી હઠાવવા માટે સમા લોકોએ પોતાનું લશ્કર જમાવીને તેનાપર ચડાઇ કરી. આ કારણથી ઇ.સ. ૧૫૨૧માં સેવણ પાસે ટહટી આગળ લડાઇ થઇ. તેમાં સમા લોકોનું ઘણું લશ્કર હોવા છતાં, તેઓ શાહબેગ અર્ગુનના કુશળ લડવૈયાઓ સામે ટકી શકયા નહિ. સમા લોકો હાર્યા જામ ફીરોઝ કચ્છ તરફ નાસી ગયો. અને આખો સિંધ પ્રાંત શાહબેગ અર્ગુનના હાથમાં આવ્યો. ત્યાર પછી તેણે બખ્ખર અને અલોરના કિલ્લાઓ પણ જીતી લીધા.

બખ્ખરની ટેકરી શાહબેગ અર્ગુનને પસંદ પડવાથી તેણે અલોરનો કિલ્લો તોડાવી, ત્યાંની પાકી ઇંટો મંગાવી બખ્ખરનો કિલ્લો બંધાવ્યો.

શાહબેગ અર્ગુને ગુજરાત જીતી લેવાનો વિચાર કર્યો પણ તેવામાં તે મરણ પામ્યો. ઇ.સ. ૧૫૨૨.

શાહબેગ અર્ગુન લડવામાં શૂરો અને બહાદુર હતો, એટલુંજ નહિ. પણ તેને ધર્મના પુસ્તકોનું પણ સારૂં જ્ઞાન હતું. તેણે એક બે ધર્મ પુસ્તકોનાં ભાષાન્તર પણ કર્યાં હતાં.

૨ બાબર બાદશાહ એ તુર્કસ્તાનના સમરકંદનો હાકેમ હતો. તેણે જેમ શાહબેગ અર્ગુનને હરાવીને તુર્કસ્તાનમાંથી નસાડી મૂકયો, તેમ ત્યાંના બળવાખોર લોકોએ

બાબર બાદશાહને પણ હરાવીને તુર્કસ્તાનમાંથી કાઢી મુક્યો. તેથી તેણે ઇ.સ.૧૫૦૪માં અફગાનીસ્તાનમાં આવી કાબુલનું રાજ્ય જીતી લીધું. અહિ તેણે હિંદુસ્તાન પર ચઢી આવવાને ૨૨ વરસ સુધી તૈયારી કરી. અને ઇ. સ. ૧૫૨૬ માં તે પંજાબ ઉપર તુટી પડયો. પાણીપતના મેદાનમાં દિલ્હીના સુલતાન ઇબ્રાહીમ લોદીને હરાવી, હિન્દુસ્તાનની રાજધાની દિલ્હી શહેર કબજે કર્યું, અને મોગલવંશની ગાદીનો પાયો નાખ્યો, ઇ. સ. ૧૫૨૬.



# મીરઝાં શાહહુસેન અને હુમાયુ બાદશાહ.



શાહબેગ અર્ગુનના મરણ પછી તેનો દિકરો મીરઝાં-શાહ હુસેન ઠઠ્ઠાની ગાદી પર બેઠો.

જામફીરોઝે લશ્કર એકઠું કરી કચ્છમાંથી પાછો આવીને ફરી એકવાર નસીબ અજમાવ્યું. પણ તે હારીને ગુજરાત તરફ નાઠો, અને ત્યાંજ મરણ પામ્યો.

મીરઝા શાહ હુસેને ઘણી લડાઇઓ કરી પોતાનો મુલક વધાર્યો. અને દિલ્હીના બાબર બાદશાહ સાથે સલાહ કરી.

બાબરના મરણ પછી તેનો દિકરો હુમાયુ દિલ્હીની ગાદી પર બેઠો, એ બાપ દીકરાના પ્રેમની વાત તમે

પાંચમી ચોપડીમાં શીખશો. હુમાયુ બાદશાહને ઇ. સ. ૧૫૪૦ માં શેરખાન પઠાણે દિલ્હીમાંથી હાંકી કાઢયો હતો. તેથી તેને ત્રણ વરસ સુધી સિંધમાં આશરો લેવો પડયો હતો. આ મુદત દરમીયાન ઉમરકોટમાં હુમાયુની રાણી હમીદા બેગમે મહાન અકબર પાદશાહને જન્મ આપ્યો. ઇ. સ. ૧૫૪૨.

હુમાયુ પાદશાહે સિંધ જીતી લેવા માટે એક બે વખત પ્રયત્નો કર્યા, પણ મીરઝા હુસેનના પરાક્રમ આગળ તેને દરેક વખતે નિષ્ફળ થવું પડયું.

આ બહાદુર હાકેમ ૩૨ વરસ સુધી સિંધનું રાજ્ય ચલાવી, ઇ.સ. ૧૫૫૪માં મરણ પામ્યો. તેને પુત્ર નહિ હોવાથી તેનું રાજ્ય તેના બે સરદારોએ વહેંચી લીધું.

| મુલક. | હાકેમનું નામ. | રાજધાનીનું શહેર. |
|---|---|---|
| ૧ દક્ષિણ સિંધ | મીરઝા ઇશા | ઠઠ્ઠા |
| ૨ ઉત્તર સિંધ | સુલતાન મહમદ | બખ્ખર |

---

## તરખાન વંશ—ઠઠ્ઠાનું રાજ્ય.



મીરઝાં ઇશા અને તેની પછી થઇ ગયેલા તેના વંશજો પોતાને તરખાન વંશના ગણતા. આ લોકો મૂળ તુર્કસ્તાનના વતની હોવાને લીધે આ નામ રાખેલું હોય, એમ ધારી શકાય છે.

તરખાન વંશમાં ત્રણ હાકેમો થયા. ૧ મીરઝાં ઇશા ૨ મીરઝાં મહમદ બાકી. ૩ મીરઝાં જાનીબેગ. મીરઝાં ઇશા અને તેના વંશજોની રાજધાની ઠઠ્ઠામાં હતી. તે વખતની યાદગીરી આપે તેવું કંઇ પણ નામ નિશાન ઠઠ્ઠામાં મળી શકતું નથી. પણ ઠઠ્ઠાથી પશ્ચિમ દિશાએ દોઢ માઇલ પર આવેલ મકલી ટેકરી ઉપર ઘણી કબરો છે જેમાં મીરઝાં ઇશાની કબર ખાસ જોવા લાયક છે. એ કબરના મજબુત પત્થર ઉપરનું નકશી કામ બહુ સુંદર અને સફાઇદાર કરેલું છે. તેમાં લગભગ આખું કુરાન ફારસી લીપીમાં કોતરેલું છે. આજે તે બનાવને ૩૫૦ વરસ થઇ ગયાં છતાં હજી તે કોતરકામ ચોકખું ને ધ્યાન ખેંચે તેવું સાફ જોવામાં આવે છે. એ અને એની પછી થઇ ગયેલા હાકેમોની કબરો જોતાં હિન્દુસ્તાનની જુના વખતની કારીગીરીનો સહેજ ખ્યાલ આવી શકે છે.

મીરઝાં ઇશા પછી તેનો દિકરો મીરઝાં **મહમદ બાકી** ગાદી પર બેઠો. તેના વખતમાં બખ્ખરવાળા સુલતાન મહમદની બળવાખોર ટોળીયોના ત્રાસથી પ્રજા બીલકુલ સુખ શાંતિ ભોગવી શકી નહિ. તેઓ વારંવાર લુટફાટ કરતા. પ્રજાના પોકારને લીધે તેને વારંવાર ઝગડામાં ઉતરવું પડતું. આથી છેવટે કંટાળીને મહમદ બાકી આપઘાત કરી મરણ પામ્યો. ઇ. સ. ૧૫૭૧.

## મીરઝાં જાનીબેગ અને અકબર બાદશાહ.

મીરઝાં મહમદ બાકીનાં મરણ પછી તેનો દિકરો

મીરઝાં જાનીબેગ સિંધનો હાકેમ થયો. તે ટંટાખોર લોકોને પહોંચી વળે તેવો હતો. તેને વારંવાર બખ્ખરના સુબાઓ સાથે તકરારમાં ઉતરવું પડતું.

## બખ્ખરનું રાજ્ય.

સુલતાન મહમદ ત્રણ વરસ રાજ્ય કરી મરણ પામ્યો. તેને સંતાનમાં ફક્ત એક દિકરી હતી. તેને દિલ્હીના અકબર પાદશાહ સાથે પરણાવી હતી. તેથી ઠરાવ મુજબ બખરની ગાદી **અકબર પાદશાહ**ના તાબામાં આવી.બખરના (અકબર બાદશાહનાં) સુબાઓ સાથેની જાનીબેગની તકરાર દિલ્હી સુધી પહોંચી. છેવટે જાનીબેગની હઠ જણાયાથી અકબર પાદશાહે પોતાના **ખાનખાનાન** નામના સરદારને મોટા લશ્કર સાથે સિંધ ઉપર મોકલ્યો.

પોતાની સામે અકબર જેવા મહાન પાદશાહનું મોટું લશ્કર હોવા છતાં જાનીબેગ પોતાના નાના પણ કસાએલા લશ્કરને લઇને સામે થયો. ખાનખાનાન સાથે ત્રણ ચાર નાની મોટી લડાઇઓમાં જાનીબેગે બહાદુરીથી ટક્કર લીધી, પણ છેલ્લી લડાઇ **ઉનડપર** આગળ ઇ. સ. ૧૫૯૦ માં થઇ, તેમાં જાનીબેગ હાર્યો, અને કેદ પકડાયો. તેને અકબર પાદશાહ પાસે લઇ જવામાં આવ્યો. અહીં ખાનખાનાને જાનીબેગની બહાદુરીનાં વખાણ કરી, તેના જેવા બહાદુર દુશ્મનને શિક્ષા ન કરતાં તેને મિત્ર બનાવી, સિંધની સુબાગીરી સોંપવાની ભલામણ કરી. આ વાત ગુણની કદર કરનાર અકબર પાદશાહને પસંદ પડી, અને

જાનીબેગને સિંધનો હાકેમ બનાવ્યો. ત્યાર પછી સિંધની હકુમત નાદીરશાહના આવતાં સુધી એટલે સુમારે ૧૫૦ વરસ સુધી દિલ્હીની શહેનશાહત તળે રહી.

મીરઝાં જાનીબેગના મરણ પછી તેના વંશના કેટલાક હાકેમોએ સિંધની સુબાગીરી કરી, પણ પાછળથી હાકેમોમાં અણબનાવને લીધે ઠઠ્ઠામાં અંધાધુંધી ચાલી. તેથી શાહજહાંન પાદશાહે વંશપરંપરાની સુબાગીરીનો હક છીનવી લઇ, દિલ્હીથી બારોબાર સુબાઓ મોકલવા માંડયા.

## દાઉદ પોત્રા અને કલ્હોરા લોકો.

અકબર પાદશાહના મરણ પછી સિંધમાં **દાઉદ પોત્રા અને કલ્હોરા લોકો** પ્રબળ થવા લાગ્યા હતા.

**દાઉદ પોત્રાઃ**—તેઓ દાઉદખાનના વંશજ હોવાથી દાઉદ પોત્રા કહેવાતા. તેઓ પહાડી ટેકરીઓમાં અને જંગલોમાં ભટકતા હતા. અને ખેતીવાડીથી તથા લુટફાટથી પોતાની આજીવિકા, ચલાવતા. તેઓની મુખ્ય ૩ ટોળીઓ હતી. તે માંહેના

૧ કેટલાક તરઇમાં રહેતા.

૨ કેટલાક ખાનપુરમાં રહેતા.

૩ કેટલાક સખ્ખરની આજુબાજુનાં ગામોમાં રહેતા.

સખ્ખરવાળી દાઉદ પોત્રાની ટોળીએ ૧૬૦૩માં મહારન જાતના લોકોને હરાવ્યા. અને ત્યાર પછી શિકારપુર વસાવ્યું. એ અરસામાં કલ્હોરા લોકોનું જોર વધતું જતું હતું.

**કલ્હોરા લોકો:**—સિંધમાં જ્યારે સમા લોકોનું રાજ્ય હતું. તે વખતથીજ સિંધમાં કલ્હોરા લોકો રહેતા હતા. તેઓમાં **આદમશાહ** નામે એક કલ્હોરો ધર્મગુરૂ તરીકે પ્રખ્યાત થઇ ગયો. તેણે પોતાના ધર્મગુરૂના નામથી મોટી જાગીરો મેળવી (ઇ. સ. ૧૪૫૦)

ધર્મગુરૂ તરીકે આદમશાહને એક રાજા કરતાં પણ વધારે માન મળતું જોઇ, તે વખતના મુસલમાન હાકેમને તેના પર અદેખાઇ આવી અને ગુસ્સે થઇ, તેની તમામ માલ મીલકત લુટી લીધી. તેના શિષ્યો નાસી છુટયા. આદમશાહને કેદ કર્યો. અને પાછળથી તેને મારી નંખાવ્યો. એની કબર સખ્ખરની નજીકમાં હજી પણ જોવામાં આવેછે.

આદમશાહ કલ્હોરાના શિષ્યો ઉપર પણ તે વખતના હાકેમો ઘણો જુલમ કરતા. વખતે વખતે કલ્હોરા લોકો સામા થતા, પણ તેમાં તેઓ હારીને નાસી છુટતા. આ પ્રમાણે વારંવાર થવાથી તેઓ કેળવાઇને દુશ્મનો સામા ઉભા રહેવાને શકિતમાન થવા લાગ્યા આખરે ઇ.સ. ૧૬૫૮ માં તેઓ મોગલ પાદશાહની સામા પણ ઉભા રહી શકયા. અને ઇ.સ. ૧૭૦૦ સુધીમાં તો તેઓ સારા જમીનદાર અને બળવાન થયા. છેવટે **યારમહમદ કલ્હોરો** બહાર પડયો.

હાલના વખતમાં પ્રખ્યાત માણસોને તેમની લાયકાત પ્રમાણે જેમ અંગ્રેજ સરકાર તરફથી 'રાવસાહેબ' 'ખાન સાહેબ' 'સી.આઇ.ઇ.' વગેરે માનવાળા ખિતાબો આંપવામાં આવે છે,તેમ **યારમહમદ કલ્હોરાએ દિલ્હીના ઔરંગઝેબ**

પાદશાહને ખુશી કર્યો, તેથી પાદશાહે તેને **ખુદાયારખાન** નો ખિતાબ અને એક જાગીર આપી. ઇ. સ. ૧૭૧૧.



## નુરમામદ કલ્હોરો.

વખત જતાં સિંધમાં કલ્હોરા લોકોજ બળવાન થયા યારમહમદ કલ્હોરાના દિકરા નુરમહમદ કલ્હોરાએ દિલ્હીના પાદશાહ **મહમદ શાહને** શરણે જઇ, તેની પ્રીતી મેળવી સિંધનો સુબો થયો. ઇ. સ. ૧૭૩૬.

નુરમહમદ બુદ્ધિશાળી અને બહાદુર હતો. તેણે સિંધના રાજ્યની હદ ઘણી વધારી. તેને **મીર શહેદાદ** જેવા બુદ્ધિશાળી અમલદારો પણ મળેલા હતા.

**મીર શહેદાદ** બલુચિસ્તાનનો રહેવાસી હતો. પણ પોતાના કાકા સાથે અણબનાવ થવાથી તેને પોતાનો દેશ છોડી સિંધમાં આવવું પડયું હતું. પ્રથમ તો તે નુરમહમદ કલ્હોરા પાસે સાધારણ નોકરીમાં રહ્યો હતો. પણ પોતાની બહાદુરી અને ચતુરાઇને લીધે થોડા વખતમાંજ તેણે વજીરની પદવી મેળવી. અને ઇ.સ. ૧૭૩૭માં તેના મરણ પછી તેના દીકરા **મીર બહેરામને** તેની જગ્યા મળી.

નુરમહમદના વખતમાં સિંધ **ઇરાન** અને **કંદહાર** ની સત્તા નીચે ગયું હતું.

નુરમહમદને સિંધની હકુમત મળ્યા પછી ત્રણ વરસે એટલે કે ઇ. સ. ૧૭૩૯માં ઇરાનના પાદશાહ **નાદીરશાહે**

દેહલી શહેર જીતી લીધું. અને તેથી તે સિંધને ઇરાનની સત્તા નીચે ગણવા લાગ્યો. આ અરસામાંજ નુરમહમદે ઇરાનની તાબેદારીથી છુટા થવા યત્ન કર્યો. તેને દબાવી દેવા માટે નાદિરશાહ સિંધ ઉપર ચઢી આવ્યો. નાદિરશાહને સિંધમાં આવતો જાણીને નુરમામદ ઉમરકોટ તરફ નાસી ગયો. પણ પાછળથી આવીને નાદીરશાહને શરણે થયો. અને ૨૦ લાખ રૂપીઆ વાર્ષિક ખંડણી આપવાનું કબુલ કર્યું.

નાદીરશાહના મરણ પછી સિંધ કંદહારના પાદશાહ અહમદશાહ દુરાનીના હાથ નીચે ગયું ઇ.સ. ૧૭૪૮.

અહમદશાહ દુરાનીને ખંડણી બરાબર ન મળવાથી તેણે સિંધ ઉપર ચડાઇ કરી ઇ.સ. ૧૭૫૪. અહમદશાહને સિંધમાં આવતો જોઇ, નુરમામદ જેસલમીર તરફ નાસી ગયો. અને ત્યાંજ મરણ પામ્યો. ઇ. સ. ૧૭૫૪.

---

## ગુલામશાહ કલ્હોરો.

નુરમહમદ કલ્હોરાને ત્રણ દીકરા હતા.

૧ **મહમદ મુરાદયાબખાન.**

૨ **અત્તરખાન.**

૩ **ગુલામશાહ.**

પોતાના બાપના મરણ પછી અહમદશાહ દુરાની પાસે એક એલચી મોકલીને તેના મનનું સમાધાન કરી, **મહમદ મુરાદયાબખાન** સિંધનો હાકેમ થયો. પણ તેના

જુલમથી કંટાળીને રૈયત તથા સરદારોએ મળી, તેને ગાદી પરથી ઉઠાડી મુકયો. અને નુરમહમદ કલ્હોરાના નાના દીકરા ગુલામશાહને ગાદી પર બેસાડયો.

અત્તરખાન, ગુલામશાહથી મોટો હોવાને લીધે તે પોતાનો હક બતાવી તોફાન કરવા લાગ્યો. તેથી ગુલામ-શાહને થોડો વખત રણુ તરફ નાસી જવું પડયું. છેવટે તે કંદહારમાં દુરાનીને શરણે ગયો, ને પોતાને સિંધનો હાકેમ મુકરર કરાવી આવ્યો. પછી જોર જુલમથી ભાઇઓના ઝગડાઓ બેસાડી દઇ રાજ્યની સત્તા પોતાના હાથમાં લીધી. ઇ. સ. ૧૭૫૮.

આ હાકેમ કલ્હોરા વંશમાં સારામાં સારો હાકેમ ગણાય છે. કારણુ કે તેના વખતમાં સિંધ ઘણું આબાદ અને પ્રજા સુખ શાન્તિમાં હતી. તેણે અંગ્રેજો સાથે મિત્રાચારી બાંધી, અને ઠઠ્ઠામાં અંગ્રેજ વેપારીઓને કોઠી નાખવાની રજા આપી. ઇ. સ. ૧૭૫૮.

તેણે હૈદ્રાબાદનો કિલ્લો બંધાવ્યો. અને હૈદ્રાબાદને રાજધાનીનું શહેર બનાવ્યું. ગુલામશાહ ઇ.સ. ૧૭૭૧ માં મરણ પામ્યો.



# મીર બીજરની વફાદારી.

## કલ્હોરા વંશનાં છેલ્લાં દસ વરસ

ગુલામશાહના મરણ પછી તેનો દીકરો સરફરાઝખાન કાબુલના હાકેમ તરફથી સુબો થયો. પણ તે પોતાના

બાપથી કેવળ જુદાજ સ્વભાવનો હતો. તે સૌની સાથે વેરભાવે રહેતો હોવાથી વધારે વખત રાજ્ય ઉપર ટકી શકયો નહિ.

તેણે મીર બહેરામ, કે જે રાજ્યનો મુખ્ય માણસ અને વફાદાર નોકર હતો, તેને તથા તેના દિકરા મીર સોબદારને દુશ્મનાઇને લીધે મારી નંખાવ્યા. આ વખતે મીર બહેરામનો બીજો દીકરો મીર બીજરં મકકે હજ્જ કરવા ગયો હતો.

સરફરાઝખાને અંગ્રેજો સાથેની દોસ્તી પણ તોડી, અને ઠઠ્ઠાની કોઠી કાઢી નખાવી, ઇ. સ. ૧૭૭૫.

વળી તેણે પ્રજા ઉપર પણ ઘણા જુલમ કરી, ભારે અપ્રીતી મેળવી.

સરફરાજખાનની આવી નીંદવા યોગ્ય રીતભાતથી ગુસ્સે થઇ, પ્રજા અને ટાલપુર (મીર) અમલદારોએ તેને ગાદી ઉપરથી ઉઠાડી કેદ કર્યો ૧૭૭૬. અને મહમદખાન તથા સાદકઅલીને એક પછી એક ગાદી પર બેસાડયા. પણ તેઓ એક પછી એક નાલાયક જણાયાથી ગુલામશાહના ભાઇ ગુલામનબીએ સિંધની હકુમત પોતાના હાથમાં લીધી.

ગુલામનબીએ ગાદી ઉપર આવ્યા પછી મીર બીજરને મારી નાંખવાનું કાવતરૂં રચ્યું. મીર બીજર મક્કા થ હજી સુધી પાછો આવ્યો ન હતો. "તે આવીને કદાચ પોતાના બાપનું વેર, લે અને મને ગાદી ઉપરથી ઉઠાડી મુકે" એવી બીકથી ગુલામનબીએ મસ્કતના આરબ

સંસ્થારે ઉપર મીર બીજરને મારી નંખાવવા સંબંધી કાગળ લખી મોકલ્યો, પણ તેણે તે નીચ કામ કર્યું નહિ.

ગુલામનબીના આ કાવતરાની મીર બીજરને ખબર પડી. તેથી તેણે સિંધમાં આવીને એકદમ બલોચ લોકોનું લશ્કર એકઠું કરી ગુલામનબી સાથે લડાઇ કરી. તેમાં ગુલામનબી મરાયો, અને મીર બીજરની જીત થઇ. આ વખતે કલ્હોરા લોકો બીલકુલ નબળા પડી ગયા હતા. તેથી તેઓ મીર બીજરની સામે થઇ શકે તેમ ન હતું. તોપણ તેણે સિંધની હકુમત પોતાના હાથમાં ન લેતાં ઉદાર વૃત્તિથી ગુલામનબીના ભાઇ અબદુલનબીને સિંધનો હાકેમ બનાવ્યો, અને પોતે નીમકહલાલીથી તેની નોકરી કરવા લાગ્યો.

કલ્હોરા વંશના છેલ્લા હાકેમો ઘણાજ વહેમી અને સ્વાર્થી મનના થઇ ગયા હતા અબ્દુલનબીએ પણ ગાદી પર આવતાંજ પોતાને અડચણરૂપ દેખાતા કાંટાઓને એક પછી એક દૂર કરવા માંડયા.

અબ્દુલનબીને લાગ્યું, કે 'પોતાનો ભત્રીજો સરફરાઝખાન લગભગ ચાર વર્ષ થયાં કેદખાનામાં છે, તે જો જીવતો હશે તો કોઇપણ જાતની ખટપટ ઉભી થશે, અને મારા હાથમાંથી રાજ્યની લગામ જશે.' એમ વિચારી તેનું ખુન કરાવ્યું.

મીર બીજર, કે જે અબ્દુલનબીને રાજ્ય આપનાર વફાદાર નોકર હતો. છતાં તે બળવાન હોવાથી ભવિષ્યમાં

કોઈક વખત પોતાને નુકસાન પહોંચાડે, એવી જાતના ભયથી તેને પણ દગાથી મારી નંખાવ્યો. વળી મીર બીજરના દિકરા મીર અબ્દુલ્લાને પણ એજ રીતે મારી નંખાવ્યો.

અબ્દુલનબીનો આ જુલમ ટાલપુર (મીર) સરદારોથી સહન થઇ શકયો નહિ. તેથી મીર બહેરામના પોત્ર મીર ફતેહઅલીખાનની સરદારી નીચે એક બલોચ લશ્કરે હૈદ્રાબાદ ઉપર ચડાઇ કરી. તેમાં અબ્દુલનબી હાર્યો, અને જોધપુર તરફ નાસી ગયો.

આ રીતે સિંધની ગાદી મીર શહેદાદના વંશમાં આવી. મીર ફતેહઅલીખાને સિંધમાં હકુમત ચલાવવા માટે કંદહારના પાદશાહ પાસેથી ફરમાન મેળવી, સિંધમાં મીર લોકોનું રાજ્ય સ્થાપ્યું ઇ. સ. ૧૭૮૧.



## મીરો અને અંગ્રેજો વચ્ચે મિત્રાચારી.

અંગ્રેજ લોકો સિંધમાં વેપાર કરવાને કલ્હોરા લોકોના વખતથીજ આવેલા હતા. આપણે આગળ વાંચ્યું તેમ ગુલામશાહ કલ્હોરાએ ઇ. સ. ૧૭૫૮માં અંગ્રેજો સાથે દોસ્તી બાંધી, અને તેમને નગર ઠઠ્ઠામાં કોઠી નાખવાની રજા આપી પણ ગુલામશાહના મરણ પછી મીયાં સરફરાઝખાને ઇ.સ. ૧૭૭૫ માં તે કોઠી ઉપડાવી લીધી. અને અંગ્રેજો સાથેની દોસ્તી તોડી.

ઇ. સ. ૧૭૯૯ માં મીર લોકોના વખતમાં અંગ્રેજોએ સિંધમાં વેપાર ચલાવવાની કોશીશ કરવા માંડી, અને મી.

નેલ્શનકોએ મીરો સાથે મસલત ચલાવી, પણ તેથી કાંઇ ફાયદો થયો નહિ.

ઇ. સ. ૧૮૦૯માં અંગ્રેજોએ મીરો સાથે દોસ્તી બાંધી અને મીરોએ કબુલ કર્યું, કેઃ—કોઇપણ ફ્રેંચ કે અમેરીકન લોકોને અંગ્રેજોની રજા સિવાય સિંધમાં આવવા દેવા નહિ.

ઇ.સ. ૧૮૩૨થી૩૪ સુધીમાં અંગ્રેજો અને મીરો વચ્ચે નીચે પ્રમાણે ઠરાવો થયા.

૧ કોઇપણ પરદેશી વેપારીઓને અંગ્રેજોની રજા સિવાય સિંધમાં આવવા દેવા નહિ.

૨ અંગ્રેજોને નીચેની બે શરતોએ આખા સિંધમાં વેપાર કરવાની રજા મળી.

શરતોઃ—૧ કોઇપણ અંગ્રેજ વેપારી સિંધમાં એક ઠેકાણે સ્થાયી રહી શકે નહિ.
૨ લશ્કરી વહાણ કે સામાન અંગ્રેજોએ સિંધુ નદી તરફ લાવવા નહિ.

ઇ. સ. ૧૮૩૮ માં અંગ્રેજોએ પંજાબના મહારાજા રણજીતસિંહ અને મીરો વચ્ચેની તકરાર મટાડી. તેથી મીરોએ અંગ્રેજ વકીલને હૈદ્રાબાદમાં રહેવાની રજા આપી.

આપણે આ પુસ્તકની શરૂઆતમાંજ વાંચ્યું તે પ્રમાણે ઇ. સ. ૧૮૩૮માં મીર લોકોએ અફ્ઘાનીસ્તાન જતાં અંગ્રેજી લશ્કરને હરકત પહોંચાડી, અંગ્રેજો સાથેની દોસ્તી તોડી. તેથી. ઇ. સ. ૧૮૩૯માં મુંબઇથી એક મોટું અંગ્રેજી લશ્કર સિંધમાં આવ્યું, અને મનોરાનો કિલ્લો જીતી લીધો, અને મીર લોકો આગળ અંગ્રેજોએ નીચેના ઠરાવો રજુ કર્યો.

૧ અફ્ઘાનીસ્તાનની ચડેલી ખંડણી બદલ મીર લોકોએ કાબુલના રાજા શાહસુજાનો રૂા. ૨૩ લાખ રોકડા આપવા.

૨ અંગ્રેજોના ૫૦૦૦ લશ્કરી માણસોને સિંધમાં રહેવાની મીરોએ રજા આપવી, અને તેના ખર્ચમાં પણ ભાગ આપવો.

૩ સિંધુ નદીમાં જતાં આવતાં અંગ્રેજી વહાણ ઉપરનો કર માફ કરવો.

હૈદ્રાબાદના મીરોએ ઉપરના ઠરાવોની કાંઇપણ દરકાર કરી નહિ. અને અંગ્રેજોએ પણ અફ્ઘાનીસ્તાનની લડાઇમાં રોકાએલા હોવાથી મીરો પાસે તે ઠરાવો પળાવવાને કાંઇ પણ પગલાં લીધાં નહિ. પણ ઇ.સ. ૧૮૪૨–૪૩માં અંગ્રેજોએ નીચેના ઠરાવો રજુ કર્યા.

૧ કરાચી, ઠઠ્ઠા, સખ્ખર, બખ્ખર, અને રોરી અંગ્રેજોને હંમેશને માટે આપવાં.

૨ અંગ્રેજો ઉપરથી બધી જાતના કરો, અને માલ ઉપરની જકાતો માફ કરવી.

૩ કેટલીક શરતોથી રોરીથી સબઝલકોટ સુધીનો ખૈરપુરનો મુલક ભાવલપુરના હાકેમને આપવો.

આ તહનામા ઉપર સહીઓ કરવામાં મીરોએ આનાકાની કરી, એટલુંજ નહિ પણ સહીઓ કરવામાં લગભગ એક વરસ કાઢી નાખ્યું. છેવટે અંગ્રેજ વકીલ મેજર ઓઉટરામના સમજાવવાથી મીરોએ સહીઓ તો કરી,

પણ તેમણે મેજર આઉટરામની છાવણી પર હુમલો કરી, અંગ્રેજ સરકારનો કોપ વહોરી લીધો. મીરોનું આ કૃત્ય તેમના પોતાના નાશના કારણરૂપ નીવડયું. એ વિષે તમે આગળ શીખી ગયા છો.

## મીર લોકનાં ત્રણ રાજયો.

ફતેહઅલીખાને હૈદ્રાબાદ જીતી લીધા પછી તે આખા સિંધનો હાકેમ થવા માગે છે. એવો વહેમ પડવાથી તેના ભત્રીજા મીર સોહરાબખાને તેનાથી જુદા પડી ખેરપુર અને શિકારપુરનો મુલક પોતાને હાથ કરી લીધો. અને તેના દીકરા ઠારેખાને મીરપુર ખાસ અને શાહબંદરનું પરગણું હાથ કરી લીધું. આથી સિંધમાં એકજ કુટુંબના પણ જુદાં જુદાં મીર લોકોનાં ત્રણ રાજય થયાં.

૧ હૈદ્રાબાદનું રાજય.
૨ ખેરપુરનું રાજય.
૩ મીરપુરખાસનુ રાજય.

હૈદ્રાબાદનુ રાજય:—હૈદ્રાબાદ જીતી લેનાર મીર ફતેહઅલી સહીત તેઓ ચાર ભાઇઓ હતા. ૧ મીર ફતેહ-અલી, ૨ મીર ગુલામઅલી, ૩ મીર કરીમઅલી, ૪ મીર મુરાદઅલી.

આ ચાર ભાઇઓમાં મીર ફતેહઅલી સૌથી મોટો હતો તેણે એવો વિચાર કર્યો કે હૈદ્રાબાદના મીરોનું રાજ્ય

મોટું ગણાય, અને મીરોનાં બીજાં બે રાજ્યો આગળ પોતાનો મોભો જાળવી શકાય, તેટલા માટે તેણે પોતાના રાજ્યના ભાગ ન પાડતાં નાના મોટાનો ભેદ કાઢી નાખી, ચારે ભાઇઓએ મળીને રાજ્ય ચલાવવા માંડ્યું. આથી ચારે ભાઇઓમાં સંપ જળવાઇ રહ્યો. તેમના સંપને લીધે તેઓ ઘણા બળવાન ગણાતા. અને કોઇપણ દુશ્મન તેમના સામા થવાની હિંમત કરી શકતો નહિ. ચારે ભાઇઓના આવા સંપને લીધે માણુસો તેઓને 'ચાર યારી' અથવા '(મિત્ર ચોકડી' કહેતા, આ મિત્ર ચોકડીમાં સૌથી મોટા ભાઇને 'રૈસ' કહેતા. અને ઉત્તરોત્તર એકના મરણુ પછી બીજો ભાઇ 'રૈસ' થતો. આ પ્રમાણે મીરો પોતાના દીકરાને ગાદીનો વારસ ન ગણુતાં ભાઇને વારસો આપતા.

આ ચારે ભાઇઓના મરણુ પછી તેમના દીકરાઓની નાની ચારયારી–મિત્ર ચોકડી બની. અને તેઓ પોતાના વડીલોએ મુકરર કરેલા રસ્તે રાજ્ય ચલાવવા લાગ્યા. હૈદ્રાબાદની ગાદીપર છેલ્લો રૈસ મીર મુરાદઅલીનો દીકરો મીરનસરખાન હતો. તેણે અંગ્રેજો સાથે મીયાણીની લડાઇ કરી. આ લડાઇમાં મીર લોકોનાં ૨૨,૦૦૦ માણુસો હતાં. અને અંગ્રેજોનાં ફક્ત ૨૮૦૦ માણુસો અને ૧૨ તોપો હતી. તોપોના ભયંકર નાશને લીધે એવી લડાઇથી બીન અનુભવી મીરોનું લશ્કર ગભરાઇ ગયું. અને નાશભાગ થઇ રહી. આવા લશ્કરની વ્યવસ્થા જાળવનાર લાયક અમલદાર નહિ હોવાથી મીરોની હાર થઇ, અને મીર નસીરખાન કેદ પકડાયો ઇ. સ. ૧૮૪૩.

૨ મીરપુર ખાસનું રાજ્યઃ—આ વખતે મીરપુર ખાસની ગાદી ઉપર મીર શેર મહમદ હતો. તે ઘણો બહાદુર અને નિષ્કપટી હતો તેણે પોતાના ૨૦,૦૦૦ માણસોના લશ્કર સાથે સર ચાર્લ્સ નેપીઅર સામે હબાની લડાઇમાં ઝંપલાવ્યું. પણ મીયાણીની લડાઇની માફક મીરોની હાર થઇ. માર્ચ ૧૮૪૩.

૩ ખૈરપુરનું રાજ્યઃ—ખૈરપુરનું રાજ્ય સ્થાપનાર મીર સોહરાબખાનને બે પુત્રો હતા. ૧ મીર રૂસ્તમ, ૨ મીર અલી મુરાદખાન. જ્યારે અંગ્રેજોએ સિંધ જીતી લીધો ત્યારે ખૈરપુરની ગાદી ઉપર મીર રૂસ્તમખાન હતો. તે ઘણો વૃદ્ધ હતો. અને બહુજ શાન્ત સ્વભાવનો હતો. મીર અલી મુરાદખાન રાજા થવાને ઘણો ઉત્સુક હતો. તેણે અંગ્રેજો સાથે દોસ્તી કરી અને પોતાના ભાઇને ખોટેખોટું સમજાવી ઉંધે રસ્તે દોર્યો.

જ્યારે સર ચાર્લ્સ નેપીઅર મીયાણી અને હબાની લડાઇથી ફારક થયો ત્યારે તેનું ધ્યાન ખૈરપુરના મીર તરફ ગયું. તેણે મીર રૂસ્તમખાનને મળી ખુલાસા કરવાનો વિચાર કર્યો. મીર રૂસ્તમખાન લડાઇ કરવા માગતો નહતો. પણ અંગ્રેજો સાથે કોઇ પણ રીતે દોસ્તી કરવા તેયાર હતો. જો આ કામમાં મીર રૂસ્તમખાન સફળ થાય, તો મીર અલી મુરાદખાનની ઇચ્છા પાર પડે તેમ નહતું. તેથી તેણે ખટપટ શરૂ કરી.

એક વખત તેણે પોતાના ભાઇને એમ સમજાવ્યું, કે સર ચાર્લ્સ નેપીઅર તમારી મુલાકાતનું બાનુ કાઢી તમને કેદ કરવા માગે છે. માટે તમે તેને મળવા જશો નહિ. બીજી બાજુ સર ચાર્લ્સ નેપીઅરને સમજાવ્યું, કે મીર રૂસ્તમખાન આપની સામે લડાઇ કરવાની તૈયારી કરે છે. આમ એક બીજાને ઉલટું સમજાવવાનું પરીણામ એ આવ્યું, કે તેઓની મુલાકાત થઇ શકી નહિ. અને બંને એક બીજા તરફ વહેમની નજરથી જોવા લાગ્યા.

સર ચાર્લ્સ નેપીઅરને ખૈરપુર તરફ આવતો જાણી મીર રૂસ્તમખાન પોતાના થોડાં માણસો સાથે ઇમામગઢ તરફ નાસી ગયો. તેથી સર ચાર્લ્સ નેપીઅરે ઇમામગઢ જઇ મીર રૂસ્તમખાનને કેદ કર્યો, અને તેની ગાદી મીર અલી મુરાદખાનને આપી. ઇ. સ. ૧૮૪૩.

અલી મુરાદખાન ઘણો બહાદુર અને ચોક્કસ નિશાનબાજ હતો. તેની બહાદુરીને માટે એવી વાત કહેવાય છે, કે એક વખત એક બલોચ સરદાર સાથે તેને કાંઇ કારણથી દુશ્મનાવટ થઇ તેથી તેનું માથું કાપી નાખવા પોતાના એક નોકરને હુકમ કીધો. પણ બલોચ સરદાર બહાદુર હતો. તેણે હિંમતથી કહ્યું 'તું બાયલો છે. તેથીજ મને બીજા પાસે સજા કરાવે છે. તું પોતેજ કાં મારૂં માથું કાપી લેતો નથી? જો શુરવીર હોય તો તરવાર લઇ આવી જા સામો.' આ શબ્દો સાંભળતાંજ મીર અલી મુરાદખાન તરવાર લઇ બલોચ સરદારની સામે આવી ઉભો. બંને વચ્ચે દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું. બંને બહાદુરો હતા;

અને ઘણી સંભાળથી લઢતા હતા, લડતાં લડતાં અચાનક બલોચ સરદારનો પગ તેની ઇજારમાં ભરાવાથી તે પડી ગયો. જો આ વખતે અલી મુરાદખાન તરવારનો ઘા કરે, તો બલોચ સરદાર મરણ પામે તેમ હતો. છતાં તે વખતે ઘા ન કરતાં તેને કહ્યું, કે ઉભો થા પડી ગયેલા દુશ્મન ઉપર હું ઘા કરતો નથી. બંને જણા ફરીથી પોતાના દાવ ખેલવા લાગ્યા. તેમાં મીર અલી મુરાદખાને ચોટ મારી એવો ઘા કર્યો કે પેલા બલોચ સરદારનું માથું ધડથી જુદું પડયું, અને મરણ પામ્યો.

એવું કહેવાય છે કે:—**મીર અલી મુરાદખાન** માણસના માથા પર કોડી જેવી નાની વસ્તુને મુકાવીને તેને બંદુકથી ઉડાવી દેતો. તથા નાકની નથમાંથી બંદુકની ગોળી પસાર કરી શકતો. આ નિશાનબાજીની ખરેખરી ફ-તેહ કહેવાય.

મીરોના વખતમાં ખૈરપુરના રાજ્યની હદ સક્કર, લાડકાણા અને જેકોબાબાદ સુધીની હતી. પણ અલી મુરાદખાનના દિકરા **મહમદઅલીખાને** એક યુરોપીયન અમલદાર સાથે ગેરવર્તણુંક ચલાવવાના સબબથી ખૈરપુરના રાજ્યની હદ નક્કી કરવામાં વાંધો આવી પડયો હતો. તે વિષે નક્કી કરવા માટે અલી મુરાદખાન ઇંગ્લાંડ ગયો હતો, અને **મહારાણી વિકટોરીયાને** મળ્યો હતો. મહારાણી વિકટોરીયાએ ખાસ પ્રતીનીધી મોકલી હદ નક્કી કરવાનું વચન આપ્યું હતું. તેણે હાલના ખૈરપુરની હદ મુકરર કરી આપી.

**અલી મુરાદખાનને બે દિકરા હતા. ૧ અહમદ અલી ખાન ૨. ફૈઝ મહમદ.** અહમદ અલીખાનની વર્તણુંક ઘણી નીંદવા લાયક હતી. અને પોતાના બાપની હયાતીમાંજ તે મરણ પામ્યો હતો. તેથી અલી મુરાદખાનના મરણ પછી **ફૈઝ મહમદ** ખેરપુરની ગાદી પર આવ્યો. આ હાકેમ ભલો હતો. તેને **ઇમામબક્ષ** નામે દિકરો હતો. ફૈઝ મહમદની હયાતીમાં તેની રીતભાત અર્ધા ગાંડા જેવી હતી. તેથી ફૈઝ મહમદે પોતાની હયાતીમાંજ ગાદી વારસ ઇમામબક્ષના દીકરા **અલીનવાજ**ને ઠરાવવા ગવરમેંટ સાથે લખાણ કર્યું હતું. પણ તેવામાં ફૈઝ મહમદ મરણ પામવાથી ઇમામબક્ષ મુંબઇ ગયો. અને ગવરનર સાહેબને મળી પોતાને ગાદીવારસ નક્કી કરી આવ્યો. ૧૯૨૧ માં તેના મરણ પછી તેનો દીકરો **અલીનવાઝ** ખેરપુરની ગાદી પર આવ્યો જે હાલમાં રાજ્ય કરે છે.



# સર ચાર્લ્સ નેપીઅર સાહેબ

## સિંધના ગવર્નર.

નેપીઅર સાહેબે ઇ.સ. ૧૮૪૩ના ફેબ્રુઆરી માસમાં હૈદ્રાબાદના મીરોને **મીઆણી** આગળ અને માર્ચમાં મીરપુર ખાસના મીરોને દબા આગળની લડાઇમાં હરાવી, સિંધ જીતી લીધું. તેનો બંદોબસ્ત કરવાને કંપની સરકારે તેમને સિંધના ગવર્નર મુકરર કર્યા.

કોઇપણ જીતાએલા મુલકમાં નવો અમલ શરૂ કરવામાં પ્રથમ જાહેરનામાં પ્રગટ કરવામાં આવે છે. તે મુજબ નેપીઅર સાહેબે સિંધમાં નીચે પ્રમાણે જાહેરનામાં પ્રગટ કર્યાં.

૧. હૈદ્રાબાદ તા. ૫મી માર્ચ ૧૮૪૩. જે કોઇ અંગ્રેજોની સામે થશે, તેને નુકસાન થશે. માટે સહુ લોકોને ઘટારત છે, કે તેમણે અંગ્રેજોની આણ માની સુખશાન્તિમાં રહેવું.

૨. હૈદ્રાબાદ તા. ૨૩ મી માર્ચ ૧૮૪૩. સિંધમાં જે કરો અને જકાતો આજ સુધી મીરોને મળતાં હતાં, તે હવે અંગ્રેજ સરકારને મળવાં જોઇએ.

૩. તા. ૨૦ મી મે ૧૮૪૩ જે સરદારો અને જાગીરદારો અંગ્રેજ સરકારને સલામ કરશે, એટલે કે તેમનું ઉપરીપણું કબુલ રાખશે, તેઓની જાગીરો અને બીજા બધા હક્કો કાયમ રાખવામાં આવશે.

તા. ૨૪ મી મે ૧૮૪૪ના રોજ **મહારાણી વિકટોરિયા**-ના જન્મ દિવસે ગવર્નર સાહેબે **હૈદ્રાબાદ**માં દરબાર ભર્યો. તેમાં ઘણું કરી બધા જાગીરદારો સલામ કરવા આવ્યા હતા.

ગવર્નર સાહેબે સિંધનો કારભાર ચલાવવા માટે નીચે પ્રમાણે પાંચ જીલ્લા નક્કી કરી, અમલદારો નીમ્યા.

| જીલ્લા. | અમલદારો. |
|---|---|
| ૧ હૈદ્રાબાદમાં | કલેકટર સાહેબ. |
| ૨ કરાચીમાં | ,, |
| ૩ શિકારપુરમાં | ,, |

૪ ખાનગઢ (જેકોબાબાદમાં) ડેપ્યુટી કમીશનર.
૫ થરપારકરમાં. „

સર ચાર્લ્સ નેપીઅરને કરાચીનું બારૂં ઘણું પસંદ પડયું. અને તેને વધારવાની મોટી ઉમેદથી સિંધની રાજધાનીનું શહેર હૈદ્રાબાદને બદલે કરાચી ઠેરવ્યું. પણ તેઓ ચાર વરસ જેટલા ટુંકા વખતના કારભારથી છોડી જવાથી પોતાની ઉમેદ બર લાવી શકયા નહિ. પણ આજે આપણે જોઈ શકીએ છીએ, કે કરાચી ઘણુંજ વધી ગયું છે. અને હજુ પણ ઘણું વધશે. નેપીઅર સાહેબ સિંધમાંથી વિદાય થયા પછી સિંધને મુંબઈ ઇલાકા સાથે જોડી દેવામાં આવ્યો. તેથી સિંધના અમલદાર કમીશનર નિમાયા. સિંધના પહેલા વહેલા કમીશનર પ્રીંગલ સાહેબ થયા અને અત્યાર સુધી સિંધની ગાદી ઉપર કમીશનર સાહેબોજ નિમાય છે. આજ સુધીમાં સિંધની ગાદી ઉપર ૧૯ કમીશનરો થઈ ગયા છે. હાલમાં મી. રીયુ સાહેબ સિંધના કમીશનર છે.



# અંગ્રેજી રાજ્ય થવાથી સિંધને થયેલા ફાયદા.

૧. મીર લોકોના વખતમાં ચોર, લુટારા અને બદમાસ માણસો ઘણા હતા. તેથી તેઓ પ્રજાની માલમતા ચોરી લુંટી લઈ જતા. અને પ્રજા ઘણી દુ:ખી થતી. અંગ્રેજ સરકારે

આવા બદમાશ માણુસોને પકડી સજા કરી. અને લશ્કરી માણુસોનો પાકો બંદોબસ્ત રાખ્યો, તેથી દિવસે દિવસે તેવા માણુસોનું જોર નાશ પામ્યું અને પ્રજા સુખ શાન્તિ ભોગવવા લાગી.

૨. મીર લોકોના વખતમાં કોઇ દુરના મુલકમાં સંદેશો પહોંચાડવો હોય, તો ઘણી મુસીબત પડતી. તેથી દુર દેશમાં રહેતા પોતાના સગાવહાલાના કાંઇ ખબર મળી શકતા ન હતા. પણ અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી તેમણે ટપાલ અને તાર ખાતું ઉઘાડી, પ્રજાને સંદેશા મોકલવાની સગવડ કરી આપી. તેથી બે પૈસામાં ગમે તેટલે દુર રહેતા સગાવહાલાના ખબર જલદીથી મળવા લાગ્યા.

૩. અગાઉના વખતમાં મુસાફરી કરવાનું સાધન માત્ર પગ રસ્તા, ગાડાં અને ઘોડાજ હોવાથી લાંબી મુસાફરી કરવામાં ઘણી મુસીબત પડતી. પણ અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી **આગગાડી** અને **આગબોટ**ની સગવડ થવાથી ગમે તેટલી લાંબી મુસાફરી પણ ઘણી ઝડપથી કરી શકાય છે. જો અત્યારે આગગાડી ન હોય, તો અમદાવાદ પહોંચતાં મને ૨ મહિના લાગે પણ આગગાડીને લીધે બે દિવસમાં અમદાવાદ પહોંચી શકાય છે. આગગાડી અને આગબોટને લીધે એક બીજો પણ ફાયદો થયો છે તે એ કે દુકાળના વખતમાં જ્યારે ઘાસ કે અનાજ કાંઇ પાકયું ન હોય, ત્યારે દુરના દેશમાંથી ઘાસ અને અનાજ લાવીને માણુસને તથા ઢોરને જીવાડી શકાય છે.

૪. સિંધમાં સિંધુ નદી હોવાને લીધે પાણી પુષ્કળ છે. અને તેમાંથી નાની મોટી નહેરોના ઘણા ફાંટા નીકળે છે. તે પાણી અગાઉ ગમે ત્યાં ચાલ્યું જતું પણ અંગ્રેજી રાજ્ય થયા પછી તે નહેરો સુધરાવીને તેનું પાણી ખેતીના ઉપયોગમાં આપવા માંડયું. આથી સિંધમાં ઘણી ખેતી થવા લાગી. તેથી સિંધ આબાદ થયો. હજી પણ કેટલુંક પાણી દરિયામાં ચાલ્યું જાય છે, તેથી તેનો લાભ લઇ સિંધને વધારે આબાદ કરવાને સક્કર બેરેજની યોજના સરકારે ચાલુ કરી છે.

૫. જો પ્રજા સુધરે તો ઘણી સુખી થાય. એમ ધારી અંગ્રેજ સરકારે ઠેકાણે ઠેકાણે દેશી અને અંગ્રેજી નિશાળો સ્થાપી, પ્રજાને કેળવણી આપવા માંડી. તેથી દિવસે દિવસે પ્રજા સુધરવા લાગી.

૬. આગગાડી અને આગબોટને લીધે ધમધોકાર વેપાર ચાલવા લાગ્યો. તેથી લાખો રૂપીઆનો પરદેશી માલ આપણા દેશમાં આવવા લાગ્યો, અને આપણા દેશમાંથી લાખો રૂપીઆનો માલ પરદેશમાં જવા લાગ્યો. આપણું કરાચી શહેર જે અગાઉ એક નાનું ગામડું હતું, તે અંગ્રેજ સરકારના હાથમાં આવ્યા પછી વેપારનું મુખ્ય મથક બનવાથી આજે બે લાખ માણસની વસ્તીવાળું મોટું શહેર બન્યું છે અને હજી પણ દિવસે દિવસે વધતું જ જાય છે.

૭. પોતાની પ્રજાની તંદુરસ્તી સાચવવાને માટે પણ અંગ્રેજ સરકારે ઘણો સારો બંદોબસ્ત રાખેલો છે. ઠેકાણે

ઠેકાણે દવાખાના ખોલી, ત્યાંથી ગમે તે માણસને મફત દવા આપવામાં આવે છે.

૮ કોર્ટ (ન્યાયની અદાલતો) સ્થાપીને રાજા અને રંક સહુને અદલ ન્યાય આપવા માંડયો. તેથી પ્રજાને કોઇ પણ જાતના અન્યાયની બીક નાશ પામી.

૯ મોટાં શહેરોમાં મ્યુનિસિપાલીટી (શહેર સુધારા ખાતું) સ્થાપી શહેરના આગેવાન માણસોની કમીટીના હાથ માં એ બાબતની સત્તા સોંપી. તે આગેવાન માણસો સરકાર-ની દેખરેખ નીચે પોતાનાં શહેરનાં સુધારાના કામો કરવા લાગ્યાં.

## સિંધના લોકપ્રિય કમીશનરોના વખતના કેટલાક જાહેર બનાવો.

### ફ્રીઅર સાહેબ. ૧૮૫૧ થી ૧૮૫૯ સુધી

૧. વેપાર અને હુન્નરને ઉત્તેજન આપવા માટે કરાચી અને સખ્ખરમાં પ્રદર્શન ભરવામાં આવ્યાં. કરાચીનું પ્રદર્શન ૬૦ દિવસ સુધી અને સખ્ખરનું પ્રદર્શન ૪૫ દિવસ સુધી ખુલ્લું મુકાયું હતું. તેમાં આવતા માલ ઉપરની જકાત માફ કરવામાં આવી હતી.

૨. ઇ.સ. ૧૮૫૨ માં કરાચી મ્યુનિસિપાલીટીની યોજના ચાલુ કરવામાં આવી.

૩. ઇ. સ. ૧૮૫૩માં પૂર્વ નાળો સુધારીને સિંધને આબાદ કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું.
૪. ઇ.સ. ૧૮૫૪માં અંગ્રેજી નિશાળની સ્થાપના કરી પ્રજાને કેળવણીની શરૂઆત કરી.
૫. ઇ. સ. ૧૮૫૭ સુધી હિંદુસ્તાનમાં કંપની સરકારનું રાજ્ય હતું. પણ ૧૮૫૭માં હિંદુસ્તાનમાં મોટો બળવો થયો, અને હિંદુસ્તાનના દરેક ભાગમાં એ બળવાની અસર પહોંચી. સિંધમાં પણ એની અસર થઇ હતી, અને કેટલાક બળવાખોર લોકો કમાન્ડર અને બીજા અમલદારોને દગાથી મારી નાખવાની તૈયારીમાં હતા તેવામાં ખબર પડી જવાથી તેઓ પકડાઇ ગયા. તેથી બળવાખોર લોકોને સજા કરવામાં આવી. આ બળવાના પરિણામે અંગ્રેજોની જીત થઇ. અને કમ્પની પાસેથી હિંદુસ્તાનની સત્તા મહારાણી વિકટોરીઆએ પોતાને હસ્તક લીધી. તેથી સિંધ પણ તેમના તાબામાં આવ્યો.
૬. ઇ. સ. ૧૮૫૮માં રેલ્વેનું બાંધકામ ચાલુ થયું.
૭. ઇ. સ. ૧૮૫૮માં કોટ્રીથી મુલતાન સુધી આગબોટો ચાલુ કરી વેપારની સગવડ વધારી.
ફ્રીઅર સાહેબ ૧૮૫૯માં કલકત્તાની સભાના સભાસદ નીમાયા. તેથી તેઓ સિંધ છોડી ગયા. તેમને પ્રજા તરફથી રૂડું માનપત્ર આપવામાં આવ્યું હતું. આ ભલા સાહેબની યાદગીરીને માટે એક ટીપ બનાવ-

વામાં આવી. તેમાં એકઠા થયેલા પૈસાથી ફ્રીયર હોલ બાંધવામાં આવ્યો. તે આજે પણ જાહેર પ્રજાના ઉપયોગમાં વાપરવામાં આવે છે.

## કર્નલ સર વિલ્યમ મેરી વેધર ઇ. સ. ૧૮૬૭ થી ૧૮૭૭ સુધી,

૧. સખ્ખર કેનાલ (નહેર સુધારવાનું કામ) ઇ. સ. ૧૮૭૦ માં પુરૂં થયું.

૨. ફ્રીયર હોલમાં સિંધના હુન્નરોનું પ્રદર્શન ભરવામાં આવ્યું. ઇ. સ. ૧૮૬૯.

૩. કોટડીથી મુલતાન સુધીની રેલ્વેનું કામ શરૂ કર્યું અને ૧૮૭૮માં માણસોની આવજા ચાલુ થઇ.

૪. કશમોર નદીના પાણીને અટકાવવા બંધ બાંધવો શરૂ કર્યો તે ૧૮૭૧માં પુરો થયો.

મેરી વેધર સાહેબની યાદગીરી રાખવા માટે તેમના મિત્રો અને પ્રજાએ મળીને કરાચીમાં એક મોટું ટાવર બનાવ્યું છે જે પ્રજાને નિયમિત વખત જણાવે છે. એ ઉપરાંત કરાચીમાં 'મેરી વેધર પીઅર' પણ તેમની યાદગીરી આપે છે.

## જેમ્સ સાહેબ, ૧૮૯૧ થી ૧૯૦૦ સુધી.

૧. ૧૮૯૩ની શરૂઆતમાં સિંધ જીતી લીધાંને ૫૦ વરસ થયા હોવાથી કરાચીમાં મોટી ધામધુમથી જલસો ઉજવવામાં આવ્યો હતો.

૨. મુસલમાનોની કેળવણી માટે મદ્રેસા તુલ ઇસલામની સ્થાપના કરી.

૩. સિંધમાં ઉચી કેળવણી આપવા માટે દયારામ જેઠમલ સિંધ કોલેજની સ્થાપના થઇ.

૪, હુન્નર અને કારીગરીને માટે જુદા જુદા ઠેકાણે સ્કુલો ઉઘાડવામાં આવી.

૫. ખાસ ઓરતો, અને બાળકોનાં દરદો માટે લેડી ડફ્રીન હોસ્પીટલ, કરાચી, શિકારપુર, અને હૈદ્રાબાદમાં ચાલુ થઇ.

૬. નાદીપલી રેલ્વે, અને કોટ્રી રોહરી રેલ્વે ઉઘાડવામાં આવી.

૭. કોટ્રી પાસે સિંધુ નદી ઉપર કર્ઝન પૂલ બાંધવાનુ કામ ચાલુ થયું.

આ સાહેબની યાદગીરીમાં થરપારકર જિલ્લામાં જેમ્સાબાદ શહેર છે.

## આર જાઇલ્સ સાહેબ, ૧૯૦૧ થી ૧૯૦૨ સુધી.

૧. સિંધની આબાદીમાં વધારો થવાથી લાડકાણા જિલ્લો જુદો પાડયો.

૨ જોધપુર બીકાનેર રેલ્વે શરૂ થઇ.

૩. જમરાઉ નહેર ઉપર ખેતીને માટે જમીનો આપવાનું કામ ચાલુ થયું.

૪. સાંઘડ તાલુકાના લુટારા લોકોને ખેતીના ઉદ્યમમાં લગાડયા.

આ સાહેબની ટુંકી કારકીર્દીનાં ભલાં કામોની યાદગીરીમાં જાઇન્સ ફેકટરી ખૈરપુરમાં છે.

## સિંધ ઉપર ચઢી આવનાર પરદેશી રાજ્યકર્તાઓની યાદી.

| | | | |
|---|---|---|---|
| ૧. સિંકદર | ઇ. સ. પૂર્વે | ૩૨૮ | ગ્રીસ દેશમાંથી |
| ૨. મહમદ બીન કાસમ | ઇ. સ. | ૭૧૨ | બગદાદથી |
| ૩. મહમદ ગિજનવી | ,, | ૧૦૨૪ | અફઘાનીસ્તાનમાંથી |
| ૪. શાહબેગ અર્ગુન | ,, | ૧૫૨૦ | ખોરાસાન પ્રાંતમાંથી |
| ૫. નાદીરશાહ | ,, | ૧૭૩૯ | ઇરાનમાંથી |
| ૬. અહમદ દુરાની | ,, | ૧૭૫૪ | કંદહારમાંથી |
| ૭. અંગ્રેજી લશ્કર | ,, | ૧૮૩૯ | મુંબઇથી |
| ૮. સર ચાર્લ્સ નેપીઅર | ,, | ૧૮૪૩ | ,, |

# સિંધમાં થઈ ગએલાં રાજ્યોની યાદી.

| રાજ્ય | ક્યાંથી ક્યાં સુધી | રાજધાની | રાજ્ય કર્તાઓ. |
|---|---|---|---|
| ૧ જયદ્રથનું રાજ્ય | ઇ. સ. પૂર્વે ૫૦૦૦ | સેવણ | રાજા જયદ્રથ. |
| ૨ સિકંદરનું રાજ્ય | ,, ,, ૩૨૮ | ,, | સિકંદરનો સુબો. |
| ૩ રાવવંશનું રાજ્ય | ,, ૪૯૫ થી ૬૩૨ | અલોર | રાવવંશના રાજાઓ. |
| ૪ બ્રાહ્મણ વંશનું રાજ્ય | ,, ૬૩૨ થી ૭૧૨ | ,, | બ્રાહ્મણ વંશના રાજાઓ. |
| ૫ આરબ રાજ્ય | ,, ૭૧૨ થી ૯૮૫ | ,, | આરબ સુબાઓ. |
| ૬ કરમેસીયા લોકો | ,, ૯૮૫ થી ૧૦૨૪ | ,, | કરમેસીયા હાકેમો. |
| ૭ ગિજની વંશનું રાજ્ય | ,, ૧૦૨૪ થી ૧૦૫૧ | ,, | સુબાઓ. |
| ૮ સુમરા વંશનું રાજ્ય | ,, ૧૦૫૧ થી ૧૩૫૧ | ઠઠ્ઠા | સુમરા વંશના રાજાઓ. |
| ૯ સમા વંશનું રાજ્ય | ,, ૧૩૫૧ થી ૧૫૨૧ | ,, | સમા વંશના રાજાઓ. |
| ૧૦ અર્ગુન વંશનું રાજ્ય | ,, ૧૫૨૧ થી ૧૫૫૪ | ,, | અર્ગુન વંશના રાજાઓ. |
| ૧૧ તરખાન વંશનું રાજ્ય | ,, ૧૫૫૪ થી ૧૫૯૦ | ,, | તરખાન વંશના રાજાઓ. |
| ૧૨ દિલ્હીના મોગલ પાદશાહોનું રાજ્ય | ,, ૧૫૯૦ થી ૧૭૨૯ | ,, | કેટલાક વખત સુધી તરખાન સુબાઓ ૧૭૨૬ થી કલ્હોરા સુબાઓ. |
| ૧૩ ઇરાનના પાદશાહ નાદીરશાહનું રાજ્ય | ઇ. સ. ૧૭૩૯ થી ૧૭૪૮ | | કલ્હોરા સુબાઓ. |
| ૧૪ કંદહારના પાદશાહનું રાજ્ય | ઇ. સ. ૧૭૪૮ થી ૧૮૪૩ | ઠઠ્ઠા, હૈદ્રાબાદ, | કલ્હોરા અને મીર હાકેમો. |
| ૧૫ અંગ્રેજ સરકારનું રાજ્ય | ઇ. સ. ૧૮૪૩ થી આજ સુધી | કરાચી | કમીશનર સાહેબો. |